બહુ ગોટાળો અને ઘણા પરમેશ્વર તે ક્યાંની વાત ? (મતલબ કે પરમેશ્વર ઘણા નથી પણ એકજ છે. ) ૨

| | |
|---|---|
| પામવા=મેળવવા | દમે=દુઃખદે |
| મેળે=ઉપલી કાંઇ પણ ક્રિયા વિના | પેરપેર=ધીમેધીમે |
| | મથી=મહેનત કરી |
| સમરસ=સમાનવૃતી | આઠવેંત=ચાર હાથ |
| સેજ=એની મેળે | હું ઘડયો=મને ઘડયો (દ્વિતિયા |
| સંજોગ=મેળાપ | અળગો=છેટો |
| સાવ=તદન | હરિલાગ્યો હાથ=પરમેશ્વર મળ્યા |
| ભોગ પામ્યો=જમ્યો | ટળ્યો=નાશ પામ્યો |
| તિમિગલ=મોટો મચ્છર | આથ્ય=પુંજી (કહેણી) |

ભાવાર્થ—હરિને મેળવવા બધા તપ કરે છે. (પણ પરમેશ્વર મળતા નથી ) પણ અખોતો પરમેશ્વરમાં એની મેળે ફરે છે. મારે તો એની મેળે મેળાપ થઇ જાય છે ને હું બધો ભોગ સ્વતંત્ર પામ્યો. જેમ ભર દરિયામાં મોટો મગરમચ્છ હોય ( તેને કોઇ દુઃખ દઇ શકતું નથી. ) તેમ હું પરમેશ્વરમાં છું તો મારા દેહને કોઇ દુઃખ દઇ શકે ૩.

મેં ધીમે ધીમે મહેનત કરીને જોયું તો જણાયું કે પરમેશ્વર વિના બીજો કોઇ પદાથ નથી. મને ચાર હાથનો ઘડયો તે હું ક્યાં છેટે જઇ પડયો એમ જોતાં મને પરમેશ્વર હાથ લાગ્યા ને અખો ભગત કહે છે. કે હું નાશ પામ્યો ને પુંજી રહી ગઇ ૪

## પાઠ ૨૩ માંનું અનુસંધાન

| | |
|---|---|
| વીરો=આવેલા વીર પુરૂષો ભાઇઓ | જળેજ=જળમાં |
| શર=બાણ | ક્ષત=છેદ |
| યોજશે=ગોઠવશે | ભગિની=બેન |

ભાવાર્થ—હે ભાઇઓ સાંભળો આ ધનુષ્ય જે ઉઠાવશે ને આ ચક્ર માંથી જતું બાણુ જે ગોઠવશે ને પાણીમાં જોઇને આ મચ્છને જે છેદશે તેને આ મારી બેન જે દ્રૌપદી તે વરમાળા પહેરાવશે (એ પ્રમાણે દ્રૌપદીનો ભાઇ ધૃષ્ટદ્યુમ્ન બોલ્યો)

## દ્રુપદ રાજા બોલેલ ચોપાઇ.

| | |
|---|---|
| રાએ=રાજા | દાખી=જોઇ |
| વીધી=ફેદી | ક્ષત્રીજાયો=ક્ષત્રીનો બેટો |
| મીથ્યા=ફોગટ | બીરહામ=હિંમત ધરે |
| ખેદ=દુ:ખ | વિપ્ર=બ્રાહ્મણ |
| કીર્તીમંત=આબરૂવાળા | શરશે=થશે |
| સોયે=શોભે | કાજ=કામ |
| સાર્થ=સારૂં | પણ=વચન |

ભાવાર્થ—કોઇ રાજા ઉઠો. ને ઉઠીને મચ્છ વીંધી કન્યાને વરો. મચ્છ વીંધીને કન્યાને કરવાનું જે મારૂં વચન એ ફોગટ ન થાય. ૧

મચ્છ કોઇ વીંધી શકતું નથી એ જોઇને મને બહુ દુ:ખ થાય છે. આ બધા જશવાળા ક્ષત્રીઓ અહીં શોભે છે પણ શું કોઇ અહીંઆ વીર નહી હોય ! ૨.

વાર માથે મુગટ મુક્યા છે તો હવે મારૂં સારૂં કરો વળી ગળામાં મોતીની માળા પહેરી છે. એ બધું જોઇ કોઇ વીર પુરૂષ વરમાળા પહેરો. ૩

ભાઇઓ હવે કોઇ ક્ષત્રીનો બેટો હિંમત ધરતો નથી. માટે બ્રાહ્મણોમાંથી ઉઠીને કોઇ આ કામ કરે તો સભાની ને મારી લાજ રહેશે ને આ કન્યાનું પણ કામ થશે. ૪

( ત્રીજા બ્રાહ્મણની દેશી મારૂમાં કવિતા )

| | |
|---|---|
| છટાએ=ચાલાકીથી | કોડ=લાડ |
| કાપડી=સાધુ, સાધુના વેષમાં આવેલ અર્જુન | નેત્રનો લક્ષ=આંખનું ચિન્હ |
| અંગ મરોડ=શરીરના ઘાટ | દક્ષ=બ્રાહ્મણ |
| મળ્યા=ઓગળ્યા, ટાઢા, પડ્યા | સહ=જલદી |
| ગર્વી=અહંકારી | અદ્ભુત=નવાઇ જેવું |

ભાવાર્થ—જુઓ જુઓ બ્રાહ્મણે હિંમત પકડીને ચાલાકીથી ધનુષ્ય કેવું ધારણ કર્યું છે. એ સાધુ ક્ષત્રીનું કામ કરે છે. તેણે ચાલાકીથી ધનુષ્ય ધાર્યું છે.

એના શરીરનો ઘાટ જુઓ—એણે ચાલાકીથી એને જોઇ અહંકારી રાજાઓના કોડ ગળી ગયા—એણે૦

એના આંખના ચિન્હ જુઓ——એણે૦

બાણ ગોઠવણમાં એ બ્રાહ્મણ કેવો છે એણે

અહો ! એણે મત્સ્યને વેધીને ધનુષ્યને ટાઢું કર્યું એ હવે વરમાળા જલદી પેરશે એ બ્રાહ્મણે નવાઇ જેવું કામ કર્યું.

## બધી સાહેલીઓ ધોળ ગાય છે.

| | |
|---|---|
| વિસ્મે=નવાઇ | વીસરે=ભુલાય |
| અંતરે=મનમાં | તે હરખાય=તે એટલે કાપડી હરખાય. |
| મચ્છવેધુ=મચ્છ વેધનાર | |
| આશ=આશા | |

**ભાવાર્થ**—આઇ કાંઇ નવાઇ પમાડે એવું દેખાય છે. કારણ કે તમારા મન માન્યું થયું હોય એવું લાગે છે. કેમકે તે મનમાં બહુ હરખાય છે તે માળા પહેરાવે છે.

આપણી બાઇ વરમાળા પહેરવા મચ્છ વેધનાર પાસે જઇ ઉભા હતે એનો આશા ફળો અને એ કાપડી ક્ષત્રીવર હજો. ૨.

હે બાઇ તમારું હેત ભુલાતું નથી. તમારાથી છુટા પડવાનુ અમને બહુ દુઃખ થાય છે, પણ તમને સુખ થાઓ. કારણ કે એમાં અમે સુખ માનશું.

## પાઠ ૨૮ મો કબીરવડ.

| | |
|---|---|
| જાગ્યો=જણાયો | એકાંતે=એકલા |
| નિરભય પણે=બીક વગર | શોક=દીલગીરી |
| હૃદય=મનમાં | હરતો=નાશ કરતો |
| ધ્યાન ધરતો=સમરણ કરતે | |

**ભાવાર્થ**—કબીર વડ કીનારા જોતાં મુસાફરને જાણે ઝાંખો ને ભુરો એવો પહાડ જેવો જણાયો. ને તે નદી વચ્ચે નીરભયપણે એક ઋષી ઉભેલો વરતાય છે એને જોઇને જોગી લાગ્યો ને તે મનમાં પરમેશ્વરનું સ્મરણ કરે છે. ને તે સવારમાં એકાંતે બેઠેલાના શોકને હરી લે છે ૧

અચરતી=નવાઇ
મારાનો=પ્રથમનો દેખાવ
મગરૂર=અભિમાન
સત્સંગ=સાચી સોબતમાં
નિત=હમેશાં
અમર=નાશ ન પામે એવો.

કદમાં ને દેખાવમાં એ જાણે જગતમાં નવાઇ જેવો હોય તેવો જણાય છે. અને એ એક નાક છે તે જોઇ ખરે દેશ કાં મગરૂર ન રહે ! (મતલબ કે રહેજ) બધ ભગતોમાં સત્સંગને લીધે કબીર પવિત્ર મનાય છે. તે પ્રજાના વધારામાં એ હમેશાં કેમ અમર ન કહેવાય ! (મતલબ કે કહેવાય.) (૨)

તરૂકેરી=ઝાડની
તંતુ=તાંતણાં
અતીશ=ઘણું
સંકેલી=વીંટાળી
વડતજી=વડ છોડી દઇને
ગિરએ=પર્વત ઉપર

પ્રથમ ઝાડની ડાળોમાંથી ખુંચે તેવા તંતુ ફુટી નીકળતા (પણ હાલમાં) તે નીચે લટકે છે. એ બધી વડવાઇ જટા રૂપમાં થઇ રહી તેથી તેની શોભાથી શંકર ઘણા શરમાઇને જટાને વીંટાળી લઇ વડ છોડી દઇ પર્વત ઉપર જઇને રહ્યા. ૩.

ભાનુ=સુર્ય
અતિશ્રમથી=ઘણી મહેનતથી
ભેદી=છેદી (સોસરી તડકો પાડી
શીતળ=ટાઢી
મિત થઇને=બહુ વધારે નહિ તેમ બહુ થોડાએ નહિ તે મધ્યમ થઇને

એની ઘટા ઉગે એવી છે કે ઉનાળામાં સુર્ય ઘણી મહેનતથી પણ તે ઘટાને ભેદી શકતો નથી તેથી માણસો એની ટાઢી છાયાં નીચે બેશી સુખ લે છે. ઉઘાડી દિશામાંથી ઘણો પવન આ

વીને જમીનને સાદી ને ચોકખી કરે છે પણ પછી તે પવન મશ્ક-મસર થઇને ખુશી કરે છે. (૪)

| | |
|---|---|
| અમળ=ચોકખા | આડચણ=હરકત |
| પુણ્ય સમજુ=પુણ્ય માની | સમાતાં=સમાઇ રહેતાં |

ઘણાં જીવડાંને પંખીઓ અહીં રહી ચોકખું સુખ મેળવતાં વળી કેટલાક જાત્રાળુઓ અહીં પુણ્ય સમજીને ઉતરતાં (મતલબ કે વડે ઉતરવામાં પુણ્ય છે એમ માનતા ) ને ઘણા શિકારીઓ અહીં બહુ ગમત કરતા વળી આ વડ નીચે હજારો માણસોને સમાઇ રહેતાં કાંઇ અડચણ આવતી નથી. (૫)

ખગ=( ખ=આકા+શ ગમ ધાતુ=જવું ) આકાશમાં જનાર પક્ષી કરમહીણુ =કરમ વિનાના.

આ ઠેકાણેથી છેટે વહેતી નદી ચકચકતી જોવામાં આવે છે ને (નર્મદા મુખના બેટમાં ) બેટ ઉપર અહીંથી તરા ચરતાં પશુઓ જોવામાં આવે છે. એની ઘટા બહુ ભારે જોવામાં આવે છે. ને ઉંચે કોઇ પંખીના શબ્દ સાંભળવામાં આવે છે. ત્યાં જઇ શરીર વાયુ લેવો. પણ જે કરમ વિનાના છે. તે સુખ લેતા નથી. (૬)

| | |
|---|---|
| રમણીય=શોભિતી | ગલી=શેરી |
| લાલ લલના=જુવાન સ્ત્રી પુરૂષ | જપમાં=મંત્રની ધુનમાં |

એની ઘટાને થાળાને લીધે ઘણીક ફરવાની શેરીઓ બની રહી બખોલો બંધાઇ રહે છે તે કેવી છે કે તેની શોભિતી બેઠકો બની છે વળી તેમાં જુવાન સ્ત્રી પુરૂષો નિરાંતે ખુશીથી રહે છે અને તેમાં જોગી જપતાં નિરાંતે ખુવાથી રહે છે (૭)

જાડાં
હરિત
કુમળાં
કુમસાં
} એ પત્રનાં વિશેષણ છે.

| | |
|---|---|
| હરિત=લીલા | ચુસી=ખાઇ |
| કુમળાં=કુણાં | ખુશનુમાં=ખુશ કરે એવા |
| કુમસા=બરહટ | ઠારથી=ટાઢથી |

જાડાં, લીલાં, કુમળાં ને બરહટ પાંદડા છાયી રહ્યા છે. તે શોભે છે વળી રાતા ટેટા ખાઇને ઘણાક જીવ પોતાનું પેટ ભરે છે બાજુઓમાંથી ખુશ કરે એવા રંગના કિરણો પડે છે, ને નીચેના પડો ઠારથી તડકા વડે બરફ જેવાં ચળકી રહ્યા છે. (૮)

| | |
|---|---|
| નિરખીને=જોઇને | તુથી=તારા વડે |
| ખરી=નાશ પામી | કૃતાર્થી=આભારી |
| ગંભીર=મોટા | દરશનવડે=જોવાથી |

હે કબીરવટ તને જોઇને મારી આંખો ટાઢી થઇ. વળી મારે ખરખરી જાત્રા થઇ ને મારી પાપી બુધ્ધિ નાશ પામી ને હે ગંભીર વડે ! તારા વડેજ નર્મદા નદી વધારે શોભે છે. ને તારા દર્શન વડે હું જે નર્મદાશંકર તે મોટો ઉપકારી થયો. (૯)

---

## પાઠ ૩૪ મો વિનાશકાળે વિપરીત બુદ્ધિ.

| | |
|---|---|
| સમાણી=જેવી | કુરંગ=હરણ |
| શાણી=ડાહી | વિનાશ=નાશ |
| પ્રતિજ્ઞાય=આજ્ઞામાં | વિપરીત=ઉલટી |
| પ્રમાણી=ડાહી | મતિભ્રષ્ટ=નઠારી બુદ્ધિ |

ભાવાર્થ—સીતાના જેવી સતી ને ડાહી કોણ ? તે પતિની

આજ્ઞામાં હમેશાં સાચી હતી પણ હરણ પકડવાને નઠારી બુદ્ધિ કરી કેમકે નાશની વેળાએ ઉલટી બુધ્ધિ સુઝે છે. ૧

| કાળજ્ઞાની=વખતના જાણનાર | દ્વેષ=ઝેર |
|---|---|
| પાછીપાનીનકરી=પાછાન હઠયા | ક્રોધી=ક્રોધ કરનાર |

કૌરવો વખતના જાણુનારા કેવા હતા. તેઓએ કુસંપમાં પાછો પગ મુકયો નાહ એવા મોટા ક્રોધવાળા પણ ઝેર સહિત કપાઇ મુઆ માટે નાશ વખતે ઉલટી બુધ્ધિ સુઝે છે.

| નિપુણતા=કુશળતા | દ્યુતને=જુગઠાને |
|---|---|
| જમાવી=ફેલાવી | વળુધી=વળગી |

નળે ન્યાયમાં કુશળતા ધરાવી વળી દુનીયામાં સારી આબરૂ પણ ફેલાવી, પણ જુગારને વળગી રહીને ગાદી ખોઇ નાખી માટે નાશની વખતે ઉલટી બુધ્ધિ સુઝે છે. ૩.

| યદુપુરી=દ્વારકા | ભરાસણો=ચોટયો |
|---|---|
| સુરા=દારૂ | શરીરશુધ્ધિ=શરીરનું ભાન |

દ્વારકાના જાદવો સંભારો (મતલબ કે કેવા હતા ને તેમણે કેટલી કીર્તિ મેળવી ) પણ જ્યારે તેમનો જીવ દારૂમાં ચોંટયો ત્યારે શરીરનું ભાન મુકીને બધા મરી ગયા. માટે નાશની વેળાએ ઉલટી બુધ્ધિ સુઝે છે. (૪)

| શાસ્ત્રવેતા=શાસ્ત્રનો જાણનારો | લહ્યું=વહોરવું |
|---|---|
| વિકટમાં=પાસે | કષ્ટ=દુઃખ |

રાવણ શાસ્ત્રનો જાણવાવાળો એવો હોંશીઆર હતો કે નવે ગ્રહો તેની પાસે રહેતા પણ જ્યારે નઠારી બુધ્ધિ થઇ ને સીતાને હરી ગયો ત્યારે એણે દુઃખ વહોરી લીધું માટે નાશ વખતે નઠારી બુધ્ધિ સુઝે છે. (૫)

## સંત સમાગમ વિષે ધોળ.

| | |
|---|---|
| સુખદાયક=સુખ આપનાર | ઇરષા=અદેખાઇ |
| સંત સમાગમ=સાચા પુરૂષનો મેળાપ | મોહ=મોહ પામવો |
| | મત્સર=આંબળો |
| તૃષ્ણા=ઇચ્છા | મમતા=મારાપણું અહંકાર. |

સાચા સંતનો સંગ તે સુખ આપનાર છે માટે સંતની સોબત કરવી.

સંતના સમાગમથી આશા તૃષ્ણા, અદેખાઇ, અભિમાન એ નાશ પામે છે તથા મોહ, તોરને અહંકાર એ બળી જાય છે ને મનમાં પરમેશ્વરનું ચોક્કસ જ્ઞાન પ્રગટ થાય છે માટે સંતનો સમાગમ કરવો. (૧)

| | |
|---|---|
| મુનિ=રૂષિ | પતિત=પાપી |
| આપ=પોતે | ઓધારીઆ=તાર્યા |
| અનેક=ઘણા | જશ=કીર્તિ |

સંતના સમાગમથી નારદઋષિ તે આપોઆપ શિવના મન જેવા થયા ને ઘણા પતિતને તાર્યા, ને જેની કીર્તિનો મોટો પ્રતાપ છે માટે સંતનો સમાગમ કરવો. (૨)

| | |
|---|---|
| સિદ્ધ=મુક્ત | સુખરૂપ=સુખ જેવા |
| શુકઆદિ=શુક મુનિ વગેરે | મર્મ=ઝીણી વાત |
| મુનિવર=મુનિઓમાં શ્રેષ્ઠ | અનુપમ=કોઇની બરાબરી ન કરી શકે તે. |

સંતના સમાગમથી શુકમુનિ વગેરે મુનિવરો મુક્ત થયા ને સુખરૂપ થયા, ને એમનું મન હરિના રૂપમાં ચોંટી રહ્યું ને સંતના સમાગમથી તેઓ અનુપમ ઝીણી ઝીણી વાતો જાણ્યા માટે સંતનો સમાગમ કરવો. (૩)

| | |
|---|---|
| મહિમા=મોટાઇ | પરિબ્રહ્મ=પરમેશ્વર |
| મહાંત=મોટા પુરૂષો | આળપંપાળ=ફાંફાં |
| માયાની જાળ=સંસારની ખટપટ | |

મહા પુરૂષોનો મહિમા મોટો છે જેના સેવવાથી (ચાકરી કરવાથી) માયાની જાળ છુટે છે. ને પરમેશ્વરમાં પ્રીતી વધે છે માટે મુકતાનંદ કહેછે કે બધાં ફાંફાં છોડી દઇ સંતનો સમાગમ કરવો (૪)

પાઠ ૨૮ મો હિંદુસ્તાન ઉપર ઇશ્વરનો ઉપકાર.

| | |
|---|---|
| કાળાકેર=મહા જુલમ | ઝેર=અદેખાઇ |
| સંસાર=વહેવાર | વેર=દુશ્મનાવટ |

ભાવાર્થ—ઝેર ને વેર ગયાં વળી મહા જુલમ કરનારા માણસો પણ ગયા. પારકો નાતના ને પારકા ધર્મનાં લોકોના સંપથી સંસાર ચાલે છે. ભિખારો ફકીરો પણ રસ્તામાં જતા કેઇ કાન પકડતું નથી એ બધો ઉપકાર ઇશ્વરનો ગણીને. હે હિંદુસ્તાન ! તું રાજી થા. (૧)

| | |
|---|---|
| અનોપમ=કોઇની ઉપમા ન આપી શકાય તેવું | કુકર્મી=નઠારાં કામ કરનાર |
| લેખ=ગણ | ડુબ્યું=નાશ પામ્યું |
| ઘોર=ભયંકર | મારણ=મારનાર |
| | તુફાન=બખેડા |

કોઇની ઉપમા ન આપી શકાય એવું રાજ્ય થયું છે ને તેણે જ તારી લાજ રાખી છે એમ તું ગણ. ભયંકર ને નઠારાં કામ કરનારા ચોર લોકો ગયા. ને ઠગોનું જોર હતું તે પણ નાશ પામ્યું. વળી મહમુદના જેવા મારનાર પગ ન મળે ને તૈમુરના જેવું તોફાન પણ નથી માટે એ બધો ઉ (૨)

જડ=મુળ
વિધવિધના=જાતજાતના
વૈભવ=મોજમજા
પટકુળ=લુગડું

જુલમી રાજાના મુળ ઉખડી ગયાં ને નાદીર જેવા નાશ પામ્યા હવે બીકની બહુ બીક ક્યાં છે વળી કજીઓ ને કંકાસ પણ ક્યાં છે વસ્તીને જાત જાતનાં સુખ મળે છે, તે લુગડાં પહેરે છે ને પાન ચાવે છે માટે એ બધો૦ (૩)

ખરાબી=નુકસાની
કોણુજ માત્ર=શી ગણુતરીમાં
સંહાર=નાશ
કુપાત્ર=નઠારા કુળવાળા
નેજા=વાવટા
તનુજ=છોકરા
ગુલતાન=મજા

હોલકરથી હવે કાંઇ નુકસાની થઇ શકતી નથી અને કહો કે મરાઠા શી ગણતીમાં છે રોહીલા કદી નાશ કરી શકે નહિ ને નઠારા કુળવાળા પિંઢારા નાશ પામ્યા, અને ઇંગ્રેજ સરકારના વાવટાની [illegible] ત [illegible] આનંદ કરે છે એ બધો૦ (૪)

બળવંતા=બળવાળા
આશ્રય=આશરો
મંગળ=સારા
કોળભાળી=કોળી વગેરે
ભય=બીક
ટાળી=મટાળી

એ બળવાન રાજ્યના આશરા આગળ સારાં ધવમંગળ ને ગુણ ગીત ગાય છે. જેના ધારા સઉથી એવા સારા છે કે બળ વગરના માણસને પણ મનમાં બીક રહેતી નથી. કોળી વગેરેની બીક મટાડી સૌ સંસ્થાન સંભાળી રાખે છે, માટે એ બધો૦ (૫)

ફાંસીખોરા=ફાંસીઆ લોકો
ફેલ=ઢોંગ
વાટ=રસ્તા
ધીંગા=મજબુત
ઘાટ=પાણીના આરા
કુવેતર=વાડી

ફાંસીઆ લોકો ઢોંગ કરીને વનમાં રસ્તે લુંટી શકતા નથી મજબુત કાઠી અને જતના ઘોડા તથા ઘોડાં એ પાણીના આરા રોકી શકતા નથી ને ખેતર કે વાડીમાં જઇ લશ્કર ધાન્ય લુટી લઇ શકતા નથી. માટે એ બધો. (૬)

હિમાચળ=હિમાચલ
લગભગ=સુધી
પ્રવેશ=અંદર દાખલ થયું

આદિ=વગેરે
ડરના=બીકના

લંકાથી હિમાલય સુધી ને કલકત્તાથી કચ્છ સુધીની અંદરમાં પંજાબ, સિંધ, સોરઠ દક્ષિણ માળવા વગેરે દેશ આવેલા છે તેમાંથી બીકના ને દુઃખના દિવસ ગયા ને સુખના દિવસનું દાન દીધું માટે એ બધો ઉપકાર૦ (૭)

આભાર=ઉપકાર
નિરંતર=હમેશાં
સ્વર્ગસમો=સ્વર્ગ જેવો

સજજે=કરજે
મહીમાં=પૃથ્વીમાં

તે માટે તું તન મનથી એવો ઉપકાર માનતો રહે હમેશાં રાજી રાજી રહીને સ્વર્ગના જેવો શણગાર કર અને પૃથ્વીમાં તું મોટું માન મેળવ એમ દલપતરામ કવિ મનથી આશીશ દે છે માટે એ બધો૦ (૮)

---

## પાઠ ૭૧ માનું અનુસંધાન.

દર્ભનાકિલ્લા=દાભડાના પુળા
નર્તન=નાચ
સકલ=બધી

વનલતા=વનની વેલ
વેરેવેરે=છુટાં છુટાં નાખે છે
ઉભરા=મનનો ગભરાટ મનનું દુઃખ

પ્રિયવંદા નામની તેની બેનપણી શંકુતલાને કહે છે કે—હરણોએ મોંમાંથી દાભડાની કોળીઓ નાંખી છે. ને મોર પોતાનો નાચ છોડી દે છે કેમ જાણે એને (શંકુતલાના) વિજોગના બાણ વાગ્યાં હોય ! બધી વનની વેલો પણ જાણે ખરેખરાં આંસુ પાડતી હોય તેમ પાંદડાં વેરે છે. વળી તે ઉભરા પણ એવા પ્રકારથીજ બહાર કાઢે છે.

| | |
|---|---|
| સંકલ્પ=વિચાર | પ્રમાણ=બરાબર |
| ભરથાર=ધણી | નવમાલિક=એ વેલનું નામ છે |
| રૂપેકુળે=રૂપમાં ને કુળમાં | વધુવર=વહુવર |
| અવર=બીજા | તુજવિષે=તારા વિષે |
| સમાન=સરખી | જામી=ખીલી |
| સુકૃત=સારાં કામ | |

મેં પ્રથમથીજ વિચાર કરી મુકયો હતો કે ધણીના મનમાં તારૂં કામ છે. રૂપમાં કુળમાં ને બીજા સદ્ગુણોમાં તું સરખી છું ને બરાબર તારાં સારાં કામથી તું તે ધણીને પામી જેવા રીતે સારી નવ માલીકાને આંબો મળ્યો તેવી રીતે વરવહુની જોડ હવે ખરેખર ખીલી બન્ને હવે ઇચ્છા વિષે સુખીઆં થયાં ને તેની તથા તારા વિષેની ચિંતા આજ ગઇ.

| | |
|---|---|
| કુશતણી=દાભડાની | મુડીભર=મુઠી ભરીને |
| અમળ=ચોકખું | તુલ્ય=બરોબર |
| ઈંદુગી=ઈંગોરીયા | |

ઘા રૂઝવાને માટે મોઢે દાભડાની અણીથી ઈંદુગીનું ચોકખું તેલ રેડેલું વળી મુઠીભર સામો દઇને ઉછેરી એમ પુત્રી બરોબર રાખેલી હરણી છોડી જાય એમ નથી.

તમતણું=તમારૂં
આપોઆપ=એની મેળે
સ્નેહ=હેત
વૃતિ=અંકુર
બંધુજનો=ભાઇનાં સગાં
અવર=બીજી
યુવતિ=સ્ત્રી
સામાન્ય=ઠીકઠીક
સત્કાર=માન
પ્રાપ્ત=પેદા
ભાગ્ય=નશીબ
આધીન=તાબે

તપ એજ ખરૂં ધન છે એવું જે જાણે છે એવા ઋષિ અમોને જાણજો વળી તે સાથે તમારૂં કુળ પણ ઉંચુ છે તે વિચારી ખુશીથી એને (શકુંતલાને) લો એક બીજાને સ્નેહના અંકુર એની મળાએજ છુટયા હતા. પણ કોઇપણ બંધુજનો વચ્ચે કોઇ પ્રકારથી નહોતા (૧)

આપના વડે બીજી રાણીઓ જેવી રીતે (મનમાં) છે તેવી રીતે તમે એ સ્ત્રીને સામાન્ય માનથી પાળજો. પછી એથી વધારે ઉદય પેદા થવો એતો નશીબને આધીન છે હવે હું ખરેખરૂં કહું છું કે એના બંધુજનો જે અમે તેનાથી વધારે બીજું બોલાય નહિ. (૨)

—:o:—

## પાઠ ૪ માંનું અનુસંધાન.

સમે=વખતે
સહેવું=વેઠવું
રૂદેમાં=મનમાં
હામ=હિંમત
ધૈર્ય=ધારજ
સજયો=બનાવ્યો
વિશ્વ=દુનિયા
કાળે=વખતે
વધાઇ=વધામણી
મહાભોગ=મોઠા સમાચાર
જુકતી=કળા
કદાપી=કદી
દીલેધારી=મનમાં વિચારી
તદાપી=તોપણ
શાંતિ=ધારજ
સજે=રાખે
ભજેદેવ=પરમેશ્વરને ભજે

પરમેશ્વરને જે વખતે જેવું ગમે તે વખતે તેવું વેઠવું ને હમેશાં મનમાં રાજી રાજી રહેવું. પણ કોઇ દિવસ હેબકી જઇ મનમાંથી હિંમત હારશો નાહ. માટે ઘણા દુઃખની વખતે ઘણી ધીરજ રાખો (૧)

જેવો વરસાદનો માંડવો હોય તેવો દુનીયાનો ખેલ પરમેશ્વરે બનાવ્યો છે તે જરાવારમાં થાય છે ને જરાવારમાં નાશ પામે છે. માટે ઘણા દુઃખ (૨)

હે ભાઇ ! એક વખતે વિવાની સારી વધાઇ મળે ને એક વખતે મહાભોગ થાય એવા સમાચાર મળે પણ સારો કે નઠારો વખત હમેશાં ચાલતો નથી માટે ઘણાં દુઃખ (૩)

જ્યાં કદી કાંઇ જુકતી ચાલે નાહ ત્યાં મનમાં તપાસીને જોવું (કે પરમેશ્વરની મરજી) પણ રોવું નહિ એ વખતે તો જે પરમેશ્વરને ભજે એજ સારો કહેવાય માટે ઘણાં દુઃખ (૪)

---

## પાઠ ૪૩ મો નળ દમયંતી.

| | | |
|---|---|---|
| નરદેવ=નરનો દેવ | સુર=દેવતા | કંઠે=ડોકમાં |
| સુત=દીકરી | વ્હાલથી=હેતથી | સજી=પહેરાવી |
| પ્રસંશા=કીર્તી | નૃપનળ=નળરાજા | |

ભીમક રાજાની દમયંતી નામે દીકરી હતી. તે સુંદરી હંસને મોઢે નળરાજાની કીર્તી સાંભળી ને નળને મનથી તો વર ચુકી હતી. તેથી મોટી સ્વયંવરની સભામાં દેવ તથા બીજા નર વગેરેને છોડી દઇ તેણે હેતથી નળરાજાને કંઠે વરમાળા પહેરાવી. (૧)

| | | |
|---|---|---|
| દિવ્યાંગના=દેવી | તનય=દીકરો | ભાવતા=ગમતા |
| સમ=બરાબર | તનયા=દીકરી | પુણ્યશ્લોક=યશવાળો |
| દીપતી=શોભતી | સુરપુર=દેવના નગરી | પ્રસરાવતા=ફેલાવતા |

તે દેવીના બરાબર શોભતી, દમયંતીને નળરાજાથી દીકરો તથા દીકરી એમ બે સારાં સંતાન સાંપડ્યાં ને તે રૂપને તથા ગુણને શોભાવતાં. વળી પવિત્ર ચારિત્ર વાળા બની પ્રજાને પાળીને પોતાની કીર્તી ફેલાવતાં (૨)

| | |
|---|---|
| સુજ્ઞ=સુજાણ | કર=હાથ |
| નિજબંધુ=પોતાનો ભાઇ | સંતાન=છોકરી, છોકરો |
| દુર્દશ=નઠારી હાલત | વસ્ત્રે=લુગડે |
| શિર=માથું | |

નળરાજા સુજાણ છતાં પોતાના ભાઇ પુસ્કરથી જુગટું રમ્યો જેને માથે દુરદશા ફરતી હોય તેને સદા અવળું સુઝે પોતાનું રાજ્ય પુસ્કરના હાથમાં ગયું તેથી તેના સંતાન મોસાળમાં ઉછર્યાં ને નળ તથા દમયંતી એકજ લુગડું પહેરી નગર છોડીને બહાર નીકળ્યાં (૩)

| | |
|---|---|
| સુકુમાર=[illegible] | મુખકાંતી=મોઢાની તેજ |
| આકરો=વસમો | તાકાત=શકિત |

એ સુકુમારોના પગમાં કાંટા, કાંકરા ને શુળો બહુજ વાગી ને ઠેકરા ચડતા ઉતરવાથી બહુજ વસમો થાક લાગ્યો. એમને એમ ત્રણ દિવસના અપવાસ થયા તેથી તેની આંખો ઉંડી ગઇ મોઢાનુ તેજ ફીકું પડી ગયું શરીરમાં જરાએ તાકાત રહી નાહ (૪)

| | | |
|---|---|---|
| ભુપરે=પૃથ્વી ઉપર | ખગ=પક્ષી | દંપતી=ધણીને ધણીઆણી |
| મુખાં=મુખ | પટ=લુગડું | મતિ=બુધ્ધિ |

ઘણા પક્ષીઓ પૃથ્વી ઉપર બેઠેલા છેટેથી જોયાં તેથી ભુખની શાંતિ કરવા નળરાજા પોતાનું વસ્ત્ર તે પર પાથરે છે. પછી જ્યારે તે લુગડું લઈને પક્ષી ઉડી ગયું ત્યારે ઘણી ઘણીઆણીએ બન્ને જણાએ એક જ લુગડું પહેર્યું આવું નઠારું નશીબ થયેલું જોઈને નળની બુદ્ધિ સ્થિર ન રહી. (૫)

આણનાથ=ધણીની
અળગી=છેટી
રજની=રાત
ગુણવંતી=ગુણવાળી સ્ત્રી

દમયંતીને દુઃખથી બચવાને માટે પીઅર જઈ રહેવાને બહુએ કહ્યું પણ પોતાના ધણીથી છુટા થવાનું એ ગુણવંતી સ્ત્રીને 'ગમ્યું' નહિ, તે વગડામાં બહુ હેરાન થઈ ને રાત પડતાં બેઉ ઉંઘી ગયાં પછી અર્ધી રાત્રે અરધું વસ્ત્ર ફાડી દમા છોડીને નળ ચાલ્યો ગયો. (૫)

પાત=ધણી
બેભાન=શુદ્ધ વગરની
જીવન=જીવાડનાર
ઘડી ઘડી=વખતો વખત
વિકળ=બાવરી
વ્યાધે=શીકારીએ

સતી દમયંતી જાગી ને જ્યારે પતિને ન ભાળ્યો ત્યારે બેશુદ્ધ થઈને પૃથ્વી ઉપર પડી ઓ મારા નાથ! ઓ મારા જીવન! તમે છોડીને તમે ક્યાં ગયા એમ ઘડીએ ઘડીએ બોલવા માંડી તે બાવરી બની ગઈ ને નળને ગોતતી ગોતતી અજગરના મોઢામાં આવી પડી ત્યારે દુઃખથી ટળવળતી વૈદર્ભીને શીકારીએ યુક્તિથી બચાવી. (૭)

નિજ=પોતાના
દિન કંઈ=કેટલાક દહાડા
શોધતી=તપાસતી
સલુણી=મનોહર કાંતિવાળી સ્ત્રી
સહી=નક્કી
આહિદંશ=સર્પનો ડંખ
ઋતુપર્ણ=અયોધ્યાનો રાજા
સારથિ=રથ હાંકનાર
શીઘ્ર=ઉતાવળો
નરમણિ=નળ, માણસોમાં શ્રેષ્ઠ

જેમ તેમ કરીને પોતાની માસીને ત્યાં ગઇ ને સુખે દુખે કેટલાક દહાડા રહી પછી કુળગુરૂ જે સુદેવ તેમની ગોતથી એ સલુણી નક્કી પોતાને પીઅર પહોંચી સર્પના ડંખથી તે વીરૂપ બનેલો નળ પછી એ સતીનો સ્વયંવર ફરી થતો સાંભળી ત્યાં જલદી પહોંચી ગયો એ વખતે રૂતુ પર્ણના રથનો હાંકનારો એ થયો હતો. (૮)

બિહક=બીહામણું
લક્ષણો=ચિન્હો
કળ્યાં=ઓળખ્યાં
બાળુડા=બાળકો
હર્ષઘેલો=હર્ષમાં ગાંડા
આહિઅસર=સર્પ કરડવાથી થ-
ગત=ગયેલું (એલી અસર
સાનુકુળ=માફક

રૂપમાં ઘણો ફેર હતો, પણ નળનાં બધાં ચિન્હ ઓળખ્યાં પછી હરખમાં ગાંડા થયેલાં એ બાળકો નળ તથા દમયંતીને મળ્યાં સર્પના કરડવાથી શરીર વિરૂપ થએલું વગેરે જે અસર થઇ હતી તે મટી ગઇ અને પુષ્કર તેમને નમ્યો અને તાબે થયો વળી ગયેલુ રાજ્ય પણ મળ્યું એમ પરમેશ્વરની મહેરબાની હોય તો બધું અનુકુળજ બની રહે. (૯)

છકી=બહેકી
ટકતાં=રહેતાં
નીતિ=શીખામણ
ઉર=મનમાં
કિંવા=અથવા
દ્યુથી=જુગારથી
નિશ્ચય=નક્કી

સુખના વખતમાં બહેકી જવું નહિ ને દુઃખના વખતમાં હિંમત હારવી નહિ. પણ એવી શીખામણ મનમાં ઉતારવી કે સુખ કે દુઃખ એ હમેશાં રહેતાં નથી વળી હું નક્કી કહું છું કે રાજા અને રંક એ બધા જુગારથી દુખીઆ બને છે. માટે કોઇએ એ દુષ્ટ કુકર્મ આગળ નક્કી કોઇ દિવસ જવું નહિ. (૧૦)

## પાઠ ૨૭ માં સ્વયંવરમાં નળનું આવવું.

| | |
|---|---|
| હાક=રાડ | ભાણ=સુર્ય |
| ભુપ=રાજા | અસ્ત થયા=આથમ્યા |
| તાક=ગાત્ર, શકિત | સમાન=બરાબર |
| ઉદયો=ઉદય પામ્યો | |

એ નળ આવ્યો એવી સ્વયંવરમાં રાડ પડી ને એ નળ આવ્યો સાંભળી સર્વ રાજાના ગાત્ર ભાંગી ગયા. જાણે નૈષધ દેશનો સુર્ય ઉગ્યો હોય તેમ તે નળ આવ્યો તેથી તે સુર્યરૂપી નળને ભાળી તારા રૂપી રાજાઓ અસ્ત પામ્યા એ નળ આવ્યો

| | |
|---|---|
| ઝળહળ=ચકચકાટ | રવિપેરે=સુર્યની પેઠે |
| જોત=પ્રકાશ | અરગજા=ચંદન, અબીલ વગેરેનું મરદન. |
| ચળકે=પ્રકાશે | |
| ઉદ્યોત=આગીયો તેજસ્વી કાચ | બહેકે=ધમકે, સુગંધ આપે |

એનો પ્રકાશ ચકચકાટ ઝળકી રહ્યોછે. ને મુગટપર આગીઓ કાચ ઝળકી રહ્યો છે. એવો નળ આવ્યો. કુંડળનો પ્રકાશ સુર્યની ચળકી રહ્યો છે. અને શરીર ઉપર અરગજા ધમકી રહેલ છે એવો નળ આવ્યો.

| | |
|---|---|
| વદન=મોઢું | ગજમુકતા=હાથીના કપાળમાંથી નીકળતા મદના મોતી જેવા ટીપાં |
| કનળનયન=કમળરૂપી નેણ | |
| ફંદ=પાશ | |
| નાસા=નાક | કુંજર=હાથી |
| કીર=પોપટ | શુંઢાકાર=સુંઢના આકારના |

એનું મોઢું તો જાણે પુનમનો ચાંદો હોય તેવું શોભે છે

ને કમળરૂપી નેણુ પ્રેમની જાળ જેવા છે, એનું નાક જાણે પોપટની ચાંચ હોય તેવું જણાય છે.

ગળે ગજમુક્તાનો હાર છે ને એના હાથ હાથીના સુંઢના આકારમાં છે એવો નળ આવ્યો

| | |
|---|---|
| નાભી=ડુંટી | શારદુલ=સિંહ |
| કટીએ=કેડમાં | ગત્ય=ગતિ |
| કુંજરકાળ=સિંહ | નરપત્ય=નરપતિ,રાજા |

હૃદયમાં આવેલી ડુંટી તે કમળની પેઠે શોભાયયમાન હતી, ને કેડની બાબતમાં સિંહને જીત્યો છે એવો નળ આવ્યો વળી તે સિંહની ચાલ ચાલતો તેથી બધા રાજા નિસશ થયા. એવો નળ સ્વંયવરમાં આવ્યો.

| | |
|---|---|
| પ્રાણ=નાથ | તેજે=તેજમાં |
| નિર્વાણ=નક્કી | સોમ સમાન=ચંદ્ર જેવો |
| તવ=તે વેળા | ગતે કરીને=ગતિ છે જેની |
| વિખાણ=વખાણ | મહિમાએ=મોટાઇમાં, કીર્તિમાં |

એ તો દંપતીનો નાથ છે તે હવે નક્કી પરણશે એવો એ નળ આવ્યો જેના હંસે વખાણ કર્યાં હતાં. તે એ નળ એવું કન્યાને જાણ થયું તે તેજમાં સુર્યના જેવો હોયને ઠંડકમાં જાણે ચંદ્ર જેવો હોય તેવું લાગે છે એવો એ નળ આવ્યો એ પોતાની ગતિવડે કરીને યામ છે ને કીર્તીમાં એ રાજા શંકર જેવો છે તેવો એ નળ આવ્યો.

| | |
|---|---|
| સ્થિરતા=અચળપણું | સમાન=જેવો |
| મેર=મેરૂપર્વત | એશ્વર્ય=ઇશ્વર પણું |
| હિમી=એ રાજા હતો | |

મનની સ્થિતિમાં જાણે મેરૂ પર્વત જેવો ને ધનની બાબતમાં જાણે કુબેર ભંડારી હોય તેવો એ નળ આવ્યો. સાચવટમાં શિબિ રાજા જેવો ઐશ્વર્યમાં નિર્ધુષ રાજા જેવો એવો એ નળ આવ્યો. લડાઇમાં ઇંદ્ર જેવો બળીઓ. ને ત્યાગમાં જાણે હરિશ્ચંદ્ર હોય તેવો જણાય છે. એવો એ નળ આવ્યો.

—:૦:—

## પાઠ ૪૯ માંનું અનુસંધાન.

| | |
|---|---|
| નિર્દોષ=વાંક વગર | અચાનકથી=ઓચિંતો |
| ભય=બીક | કયમ ભયર'ન=કેમ બીક ન રહે |
| તેડે=બોલાવે | ક્રુર થકી=ઘાતકીથી |

ચાણાકય અચાનકથી બોલાવે તો વાંક વગરનો હોય તેને પણ બીક રહે. તો હું તો ગુનાહગાર છું તો એ ઘાતકીથી કેમ બીક ન રહે ? (મતલબ કે રહેજ)

---

## પાઠ ૫૦ મો.

| | |
|---|---|
| વિનતિ=અરજ | સરો=થાઓ |
| લક્ષ=મન | પરજન=બીજા માણસો |
| વડાં=મોટા | દોહલાં=અઘરાં |
| જરણ=ઘરડાં | શ્રમ=મહેનત |
| પાંગળા=લુલાં | રૂઝવો=મટાડો |
| નિકટ=પાસેના | |

ભાવાર્થ—હે મારા દેશીઓ હું તમને અરજ કરીને કહું છું

કે ગરીબ માણસના ઉપર મોટું મન રાખો ને ઘરડાં આંધળાં લુલાં એવાં રોગીની તમારે બધી ખબર લેવી. (૧)

જે પાસેના સ્નેહીઓ છે તેમનાં કામો થાઓ ને બીજા માણસોનાં દુખ નાશ કરો અને શરીર તથા મનમાં આકરાં દુઃખ મહેનત લઇ મટાડો. (૨)

| | |
|---|---|
| ધરૂજત=ધ્રુજતું | ધર્મકાજમાં=ધર્મના કામમાં |
| હાડ=શરીર | નિરાશ્રિતે=આધાર વિનાના |
| મંદ=ધીમી | હકે=હક છે એમ જાણીને |
| સહે=વેઠે | સુઅભિમાન=સારૂં અભિમાન |
| વેદના=દુઃખ, પીડા | કમર=કેડ |
| અસર=લાગણી | કમર બાંધીને=હિમતથી |
| વજ્ર=ધાતુનું બાણુ | કષ્ટ=દુઃખ |

વળી ધ્રુજતાં શરીરવાળાનાં; તથા ધીમી નાડીવાળાનાં દુઃખ કાપો ને મુંગા માણુસો પોતાના રોગની પીડા કેમ વેઠી શકતા હશે એને પણ દવા આપી એવી અસર કરો કે જાણે છાતીમાં વજ્ર લાગ્યું એવા ધર્મના કામમાં સારી દયા ધરો. (૩)

ફક્ત આટલીજ સમજણ દેખાયછેકે દુઃખી નિરાશ્રિતને પાળવા એ આપણો હક છે. એને એજ દેશીઓનું સારૂં અભિમાન છે, માટે હિંમત રાખીને દુઃખ કાપવા. (૪)

| | |
|---|---|
| ધીરવું=પકડવું | વર વધુ તણા=વર વહુના |
| હણી=નાશ કરી | ઠાઠ=ભભકો ફુલેકાં; દારૂખાનું |
| સંચીએ=મેળવીએ | ગરવ=અહંકાર (વગેરે) |
| મુક્તિ=મોક્ષ | કીર્તિ=જશ |
| છાંડજો=છોડજો | ધુર્ત=ધુતારા |
| કરો=કરતું બહુ વચન છે | દીન=ગરીબ |

આપણી સાથે ધર્મ આવશે માટે પાપને નાશ કરી ધર્મને પકડવું. એવું આ જગતને વિષે માન મેળવીએ તો જીવ ગયા પછી મોક્ષ પામીએ. (૫)

જમણવારના જે કરેછે તે છોડી દો, ને વરવહુના દાહને નાશ કરો. જો કીર્તી મેળવવાનો અહંકાર હોય તો ધુતારાને ગરીબ પાળવા ન દેવા (એટલે ધુતારા ગરીબને ધુતી ન શકે એવું કરો. (૬)

| | |
|---|---|
| જડથડેથકી=થડમુળમાથી | મોખરે=આગળ |
| સુધરવે=સુધારામાં | મતિ=બુધ્ધિ |
| ચોપે=ઉતાવળ | તે તુલ્ય=તે બરાબર |
| દળદરી=ગરીબ | વીનતી=અરજ કરીને |

વહેમને જડ મુળમાથી બાળી નાખો ને સુધારામાં ઘણી ઉતાવળ રાખજો ગરીબના દુઃખ કાપો ને ધર્મની બુદ્ધિને આગળ કરો. (૭)

ગરીબ માણુસોને દાન દેવું એવી મારી બુધ્ધ છે તેની બરોબર બીજી બુધ્ધ નથી. નર્મદાશંકર અરજ કરીને કહે છે કે ગરીબને મદદ કરીને રમો. (૮)

## દોધક છંદ.

| | |
|---|---|
| નિર્જળ=પાણી વિનાના | ધર્મ=ફરજ |
| નવાણ=પાણીની જગ્યાઓ | ધીંગી=મજબુત |
| તીર=કાંઠા | તનતાપ=શરીરના દુઃખ |
| સદપજલદી | નિવારો=નાશ કરો |

ભાવાર્થ—પાણી વિનાનાં ગામમાં (વાવ, કુવા, નદી, તથા તળાવો એવાં) નવાણો ગળાવો. વાવ કુવા, તળાવ તથા નદીના કાંઠા જે જુનાં હોય તે ગોતી જલદી સુધારો. હે ધનવાન એ તમારી ફરજ છે. (૧)

મજબુત ને સારી ધર્મશાળાઓ બનાવો કે જ્યાં નબળા સ્ત્રી પુરૂષો રહે ને તે માણસોના શરીરનાં દુઃખ નાશ કરો. હે ધન-વાન૦ (૨)

| | |
|---|---|
| વિશાળ=મોટી | વડી=મોટી |
| ઉમર આખીતણા=આખી ઉમરનાં | ઔષધશાળા=દવાખાનું |
| આદરવી=શરૂ કરવી | જનજાત=માણસની જાત |

સારી અને મોટી નિશાળ ચણાવો ને તેમાં બાળકને સારી રીતે ભણાવો. જેથી આખી ઉમરના ઉપકારી થાય હે પૈસાદાર૦ ૩

મોટું દવાખાનું શરૂ કરો. જેથી દુખાળા માણસ પોતાની જાતનું દુઃખ છોડે ને બિચારો રોગી બાળક સુખ લે હે પૈસાદાર ૪

| | |
|---|---|
| દયાભરી=દયાલાવી | અંધા=આંધળા |
| ભાખો=બોલો | ધારી શકે=રાખી શકે |
| ઉઠાવ=લગાવો | પાલન=પાળવા માટે |
| ગળેલ=ગળી ગયેલું | પુંજી=પૈસો |
| જળેલ=જળી ગયેલું | ઉધારો=ઉધાર માંડો |

ભિખારીને ભાળી તેનાઉપર દયા લાવીને બોલો, ને તેને રો-ટલી નાંખી ભિખારીને ભિખારી ન રાખો પણ હજારો જાતના ઉદ્યોગો છે તેમાં તેને લગાવો. હે પૈસાદાર૦ ૫

શરીર ગળી ગયેલું હોય કે જળી ગયેલું હોય કે આંધળા હોય તથા જે ધીરજ રાખીને ધંધો કરી શકતા નથી. એવા માણસોને પાળવાને માટે પુંજી ઉધાર કરો હે પૈસાદાર ૬.

| | |
|---|---|
| શીરસ્તો=રીવાજ | કાવ્યકળા=કાવતાની ખુબી |
| સુખસાજ=સુખનો સમાન | ધીર=ધીરજવાળા |
| નઠારો=નઠારો | જુગોજુગ=ભવોભવ |
| જમાવો=માંડો | જોગ=વખત |
| પરલોક=બીજા લોક | લાવો=લાભ |

સંપ કરીને તથા હરેક રિવાજો સુધારીને સૌના સુખનો સામાન રસ્તો કરો ને હમેશાં નઠારો વિચાર ન કરો હે પૈસા૦ ૭

પરદેશમાં જઈને દુકાન માંડો ને બીજા લોકોની લાખો કળાઓ લાવો હોંસ ધરો, પણ હિંમત હારશો નહિ. હે પૈસા૦ ૮

કવિ પાસે કવિતા કરાવો. ને તેમાં ધીરજવાળું નામ ભવોભવ રખાવો. એ માણસો આવો વખત ફરી ફરીને આવશે નહિ, માટે દલપતરામ કવિ કહે છે કે આ સારો લાભ લો. ૯

## પાઠ ૫૪ મો. જગત્કર્ત્તાની સ્તુતિ,

| | |
|---|---|
| જગત્કર્ત્તા=પરમેશ્વર | રચના=બનાવટ |
| સ્તુતિ=[illegible] | ઉદ્ભિજ=વનસ્પતિ |
| શોભા=દેખાવ | જહાં=જે ઠેકાણે |
| સાજ=ભભકો | સૃષ્ટિ=દુનિયા |
| જગ[illegible]રાજ=પરમેશ્વર | ક્રમે=એક પછી એક |
| જગ=[illegible] | મંડાઈ=થઈ |
| હામ=હિંમત | નમુના=ઘાટ |
| [illegible]રા=સુંદર | છેજ=(અત્યારે) છે |

**ભાવાર્થ**—હે પરમેશ્વર તારી શોભા કેવી ! તારો ભભકો પણ કેવો ! મોટા કવિ તથા ભકત માણસો તારી કીર્તીનાં વખાણ કરે છે ને તે વખાણ કરતાં હીંમત હારી જાય છે કેમકે તારાં કામ બહુ સુંદર છે.

પાતાળની તથા પોપડાના ઢાળની ને જમીનની જાતોની શી બનાવટ કહું કે જ્યાં જુની ચીજો તથા જુદી જાતની વનસ્પતિ રહેલી છે. ઘણી દુનિયાઓ બદલાણી ને તે ક્રમે ક્રમે થઇ એ વાતો નથી. કારણ કે તેના નમુનાને નિશાનીઓ હાલમાં છે.

### કુલ.

| | |
|---|---|
| વિધવિધ=જાતજાતનાં | ભુચર=પૃથ્વી ઉપર ચાલનાર |
| કંકર=કાંકરો | જળચર=પાણીમાં ચાલનાર |
| અનુક્રમે=એક પછી એક | સુનુ=સોનું |
| જડ=પથ્થર જેવા | સરવ=બધાં, સર્વે |

માટીનાં, કાંકરાનાં, ચુનાના, અને પથ્થરના એમ જાતજાતનાં પડ અહીં અનુક્રમે નથી. ભુચર અને જળચરના ખોખાં પથ્થર જેવાં જડ રૂપ થઇ ગયાં છે, વળી ઘર ઘરનાં બધા માણસો સોનું અને લોઢું વાપરે છે.

રચ્યું=બનાવ્યું
માનવીકાજ=માણસ માટે
દાઝ=લાગણી
કષ્ટહરનાર=દુઃખ નાશ કરનાર
અપાર=ઘણા
રચના=ગોઠવણ
રાજે=શોભે
ઉષ્ણતા=ગરમી

રજનીરાજ=રાતનો રાજા, ચંદ્ર
નખેતર=નક્ષેત્ર, કૃતિકા રોહિણિ વગેરે ૨૭ છે.
સાજ=શણગાર
બિરાજે=શોભે
લેર=મોજું
સ્થિરતા=શાંતપણું
છાજે=શોભે

દુઃખ નાશ કરનાર પરમેશ્વરે મનમાં દાઝ આણી બધાં માણસોને માટે બનાવ્યું છે. તારા ડહાપણનો ભંડાર છે હેભાઇ ઘણું ડહાપણ છે હે પરમેશ્વર તારી શોભા કેવી !

આકાશની ગોઠવણ શી કહું. સુરજ ઝાડને બધા જીવોને માટે પૃથ્વીને ગરમી આપે છે. વળી નક્ષેત્રનો શણગાર ને રજનીનો રાજા એ રાતે બહુ શોભે છે ને વાયુનું મોજું આવે છે તેથી શાન્તપણુ શોભે છે.

## ફુલ.

રવિ=સુરજ
વદે=વદમાં
ચંદ્રની કળા=ચંદ્રનું તેજ
ગંગા=આકાશ ગંગા
દીલ=મન
સાહાએ=શોભે
અધર=નિરાધાર
ગોલ=ગોળા
ગંભીર=ભયંકર
પોલ=પોલાણ
જગદાધારા=જગતનો આધાર આપનાર

ખટ=છ(રૂતુ છ છે.)
નિયમિત=નિયમવાળા
ઠાઠ=ભભકો
તરૂ=ઝાડ
લતા=વેલ
ભરપુર=ભરેલાં
પાણીમેં=પાણીમાં
માનવજાત=માણસની જાત
મચ્યો છે=જામ્યો છે.
સોહે=શોભે
હરી=હરી લે
ગાણે=ગુણથી

સુરજ ને ચંદ્રના મારગે શશી કહેવાય છે. ને શુદ ને વદ પખવાડીઆમાં ચંદ્રનું તેજ વધે છે. આકાશ ગંગાને જોઇ મન થાય છે, ને વાદળાંના જાતજાતના ઘણા રંગો શોભે છે.

આ બધા ગોળા અધર રહ્યા છે ને આકશ ભયંકર છે. તેનો આધાર હે જગદાધાર તુંજ છે વળી તે છ રતુના ધારાં નિયમિત કર્યાં છે. હે પરમેશ્વર તારી૦ (૨)

આ દુનીયાનો ભભકો કેવો છે. તેમાં ઘણે ઠેકાણે શોભીતા ઘાટ છે. તથા ઝાડ ને વેલાથી તથા પાણી ને પાણાથી ભરપુર છે. પશુ પંખીને માણસન જાતો સાથે રહી છે એ જાણે નાટકો હોય એવું લાગે છે એ રૂપથી ને રંગથી ને ગુણથી શોભાય છે, ને ગાણા વડે મન લે છે.

| | | |
|---|---|---|
| હીલી=પાસ કરી | સિંધુ=દરીઓ | ઉપવન=વાડી |
| ફુલ=ફુલ બધા | લેહરે=લેરથી મોજાથી | રઢીઆળ=સુંદર |
| હરે=નાશ કરે | નગ=પર્વત | ઠામેઠામ=ઠેકાણેઠેકાણે |
| પ્રીત=હેત | ઘટઘટામાં=ઠેકાણેઠેકાણે | લાડતી=લાડ કરતી |
| સઉ=બનાવી | બોધ=શીખામણ | ટેક=નિયમ |
| નેક=નકકો | લલિતા=સારું | નિત=હમેશ |
| રચનાર=બનાવનાર | ક્ષેમ=કુશળ | મધુરા=મીઠાં |
| અગાધ=ઘણી | ભાવથી=ભાવથીહોંશથી | ભાવે=ગમે |

બધાં ખેતરો મજાકારી તે ઉભા છે ને ચળકારા કરે છે તે વહાલાં ને મીઠા ખેતરો બધા પંખીના દુ:ખ નાશ કરે છે સવાં સાંજે

દરિઆની બહેર ને નદી નાળાં એ બહુ શોભેછે ને પર્વત વન વાડી મેદાન ને રાત એ બહુ સુંદર લાગે છે.

આવી રીતે જાણે બધું સાદુ ને સહુણુ છે તો પણ તેમાં બહુ કામ છે ને તેનો બનાવનાર ચતુર છે તેની શક્તિ ઠેકાણે ઠેકાણે ઘણી છે ને તેમાંથી સારો બોધ મળે છે. શીશોભા (૪)

એવી રીતે હું વાડીની લીલા કહું છું સુંદર ને પ્રીતિ ઉપજાવે છે બહુ ટેક રાખીને સુંદર સાડી બનાવીને તે હેતથી હસાવે છે. એવી રીતે એ પક્ષીઓ હમેશાં મીઠાં ગીત ગાય છે. ને

| | | |
|---|---|---|
| સર=સરોવર | ખગો=પક્ષીઓ | સ્તુતિ=વખાણ |
| સિંધુ=દરિઓ | સુસ્વર=સારા સુરના | વધુ=વધારે |
| કૃપા=મહેરબાની | ગાન=ગાયન | લીલામૃતધારાં=સૌંદર્ય |
| રમ્યપણું=સુંદરતા | બુધ્ધ=બુધ્ધિ | રૂપી અમૃતનો |
| દરશાવ્યું=બતાવ્યું | દહનારા=નાશકરનારા | પ્રવાહ |

સરોવર, દરિઓ ને નદીનું પાણી તે અમને કૃપા કરીને પાયું છે. ને વન ઝાડ ને પાદડાની સુદરતા બતાવી છે. વળી પક્ષીઓનું સારા સુરનું ગાયન સંભળાવ્યું. વળી ધર્મ વધે એમ બતાવી દાન કરાવ્યું છે.

હે પાપના નાશ કરનાર અમને ઘણી બુધ્ધિ આપીને ચોકખા કરો હે અમૃતના ઝરાં! તારી વધારે સ્તુતિ શું ગાઇએ? તને ધન્ય છે. શીશોભા० (૪)

# ભૂતળ વિદ્યા.

## પૃથ્વીના ગોળાના સંબંધમાં વપરાતા શબ્દો.

ગોળો—જે નક્કર પદાર્થ બધી દિશાએથી સરખો ગોળ હોય તેનું નામ ગોળા. (ખાત્રીને માટે તેના મધ્ય બિંદુથી પૃષ્ટ સુધી દોરેલી લીટીઓ બધી એક સરખી થવી જોઇએ.)

અંશ—દરેક ગોળ અથવા પરિધના ૩૬૦ માં ભાગને અંશ કહે છે. પૃથ્વીના એક અંશનું માપ લગભગ ૬૯ મૈલ છે.

કળા—અંશના સાઠમા ભાગને કળા કહે છે.

વિકળા—કળાના સાઠમા ભાગને વિકળા કહે છે.

અંસ, કળા, વિકળા જણાવવા માટે ટુંકા ચિન્હ—અંશ જણાવવા આંકડા ઉપર જમણી તરફ એક ० મીડું કરે છે, કળા જણાવવા જમણી તરફ એક પાણુ કરે છે ને વિકળા જણાવવા જમણી તરફ બે પાણુ કરે છે જેમ ૧° (અંશ), ૫′ (કળા), ૫″ (વિકળા).

મહદ્દગોળ—કોઇ ગોળાને એવી રીતે કાપવો કે કાપનારી સફાઇ તેના મધ્ય બિંદુમાં થઇને જ જાય તો તેના બે સરખા ભાગ થાય છે. તે સફાઇને મહદ્દગોળ કહે છે.

લઘુગોળ—(નાનો ગોળ) એટલે એક નાનો ને બીજો મોટો થાય છે. કોઇને એવી રીતે કાપીએ કે કાપનારી સફાઇ મધ્યબિંદુમાં થઇને ન જાય તો તેને લઘુ ગોળ કહે છે.

અંસ—તેને ધરી અથવા અક્ષ પણ કહે છે, જે કલ્પિત રેષા પૃથ્વીના મધ્ય બિંદુમાં થઇને ઉત્તર દક્ષિણ પાર જાય છે તેના ઉપર પૃથ્વી ફરે છે.

ધ્રુવ—ધરીના છેડાને ધ્રુવધ્રુવ કહે છે. તે બે છે. ઉત્તર ધ્રુવ અને દક્ષિણ ધ્રુવ. ઉતર ધ્રુવનો તારો દેખાય છે તે પોતાની જગ્યો કદી બદલતો નથી, ને દક્ષિણનો તારો દેખાતો નથી.

વિષુવવૃત—પૃથ્વીની સપાટી ઉપર મધ્ય ભાગમાં પૂર્વ પશ્ચિમ જે મહદ્ વર્તુલ દોરેલું છે તે. તેને ભૂમધ્યવૃત પણ કહે છે. ત્યાંથી ઉત્તર ધ્રુવ ને દક્ષિણ ધ્રુવ સરખે અંતરે છે, ગોળાના ઉતર ગોળાર્દ્ધ ને દક્ષિણ ગોળાર્ધ એ બે ભાગ તે પણ વૃતથી ગણાય છે.

અક્ષાંશવૃત—વિષુવવૃતથી સરખે અંતરે ઉત્તર દક્ષિણમાં બન્ને તરફ પુર્વથી પશ્ચિમમાં જે લઘુ ગોળ દોરેલા છે તે. વિષુવવૃત તે મોટામાં મોટું અક્ષાંશવૃત છે ને ધ્રુવ એ નાનામાં નાનું અક્ષાંતવૃત છે.

રેખાંશવૃત—એને (યામ્યક ઉતર) મામ્યોતરવૃત પણ કહે છે. એ વૃતે એક ધ્રુવથી બીજા ધ્રુવ સુધી ઉતર દક્ષિણ દોરેલા છે. વળી તે મહદ્ વર્તુવાળો વિષુવવૃતને કાટખુણે છેદીને જાય છે.

સંક્રાંતિ વૃત—વિષુવવૃતની ઉતર ને દક્ષિણમાં ૨૩॥ અંશને છેટે જે બે કરકરી લીટીવાળા લઘુગોળ દોરેલા છે તે ઉત્તરનાને કર્ક સંક્રાંતિવૃત ને દક્ષિણનાને મકરસંક્રાંતિ વૃત કહે છે. તેની

પેલી મેરના લોકોને સુર્ય કોઇ વાર માથે આવતો નથી. પણ ત્રાંસો રહી દેખાય છે તેથી ગરમી ઓછી પડે છે.

અયનબિંદુ—એટલે જવાનું બિંદુ સુર્ય ઉતર તથા દક્ષિણમાં છેટામાં છેટો જયાં સુધી જાય છે તે. ઉતર તરફનાને કર્ક અયન બિંદુ ને દક્ષિણનાને મકર અયનબિંદુ કહે છે.

ક્રાંતિવૃત—સુર્યની આસપાસ પૃથ્વી જે માર્ગમાં ફરે છે તે માર્ગ બતાવવાને પૃથ્વીના ગોળા ઉપર જે મહદ વર્તુલ દોરેલું છે તે.

ધ્રુવવૃત—ઉતર ધ્રુવની દક્ષિણમાં ને દક્ષિણ ધ્રુવની ઉતરમાં ૨૩ાા અંશને અંતરે જે બે લઘુગોળ દોરેલા છે તે ઉતર તરફના ને ઉતર ધ્રુવવૃતને દક્ષિણ તરફના ને દક્ષિણ ધ્રુવવૃત કહે છે.

અક્ષાંસ—વિષુવવૃતથી કોઇ જગ્યા કેટલી ઉતરમાં અથવા દક્ષિણમાં છે. તે જણાવનાર અંશ છે. ઉતર તરફનાને ઉતર અક્ષાંશ ને દક્ષિણ તરફનાને દક્ષિણ અક્ષાંશ કહે છે. તે ગોળાના પારધ ઉપર માંડેલા છે. તે ધ્રુવ પાસે વધારેમાં વધારે ૯૦ ને વિષુવવૃત પાસે શુન્ય હોય છે.

રેખાંશ—અમુક મુકરર કરેલી જગ્યાથી બીજી જગ્યા કેટલી પુર્વમાં અથવા પશ્ચિમમાં તે જણાવનાર અંશ અંગ્રેજો ગ્રીનીચથી માપે છે તેથી આપણા નકશામાં તે પ્રમાણે કરેલ છે. (ફ્રેંચો પારસથી માપે છે) તે મુકરર કરેલી જગ્યાથી બીજી જગ્યા પુર્વમાં હોય તો તે પુર્વ રેખાંશ ને પશ્ચિમમાં હોય તો પશ્ચિમ રેખાંશ. તે

વિષુવવૃત્ત ઉપર માંડેલા છે તે વધારેમાં વધારે ૧૮૦ ને ઓછામાં ઓછા શુન્ય હોય છે.

**વિષુ બિંદુ**—ક્રાંતિ વૃત્ત ને વિષુવવૃત્ત એ બન્ને મહદ વર્તુળો એક બીજાને જ્યાં છેદે તે બિંદુઓને વિષુ બિંદુ કહેછે. તે બે ઠેકાણે છેદેછે તેથી (૧) મેષ (૨) તુલા.

**વાસ્તવિક ક્ષિતિજ**—આપણા વાસ્તવિક ક્ષિતિજ બિંદુથી ચારે તરફ પૃથ્વીના પરિઘ સુધી નેવું નેવું અંશ અંતરે થઇને જાય એવું જે હદ વર્તુળ દોરેલું છે તે તે ખરેખરી ક્ષિતિજ છે.

**દ્રષ્ટિગોચર ક્ષિતિજ**—ખુલ્લા મેદાનમાં ઉભા રહેતાં આપણી નજર છેટામાં છેટી જ્યાં પહોંચે ત્યાં આકાશને પૃથ્વી મળી ગયેલાં દેખાય છે. તેવું ચારે તરફ દેખાય છે તે લઘુ ગોળ (જેમ જેમ ઉંચી જગ્આએથી જોઇએ તેમ તેમ તે ક્ષિતિજ વધારે ને વધારે દૂર દેખાય છે.) પારિસમાં ઇફીયલ ટાવર ૧૦૦૦ એક ફીટ ઉંચો છે તે ઉપરની વિજળીક રોશની ૪૫ માઇલ દુર સુધી દેખાય છે.

**કટીબંધ**--પૃથ્વીના દરેક ભાગમાં ટાઢ તડકા તથા હવા કેવાં પડે છે. તે જણાવવાને પૃથ્વીના પાંચ ભાગ પાડેલ છે તે.

**ઉષ્ણ કટીબંધ**—એટલે જે ભાગમાં તાપ સખ્ત પડે છે.

**સમશીતોષ્ણ કટીબંધ**--એટલે જે ભાગમા ટાઢને તડકો સરખાં પડે છે તે બે છે.

**શીત કટી બંધ**—એટલે જે ભાગમાં ટાઢ સખ્ત પડે છે તે બે છે.

## દરેક કટીબંધની વીગત.

**ઉષ્ણ કટીબંધ**—વિષુવવૃત્તની ઉત્તર તથા દક્ષિણમાં ૨૩॥ અંશને છેટે સુધીમાં વિષુવવૃત્તની આસપાસનો એટલે કર્ક વૃત્તને મકર વૃત્ત વચ્ચેનો ૪૭ અંશનો ભાગ.

**ઉત્તર સમશીતોષ્ણ કટીબંધ**—તે કર્કવૃત્તથી ઉત્તરધ્રુવ વૃત્ત સુધીનો ૪૩ અંશનો ભાગ છે.

**ઉત્તરશીત કટીબંધ**—તે ઉત્તરધ્રુવવૃત્તથી ઉત્તર ધ્રુવ સુધીનો ૨૩॥ અંશનો ભાગ છે.

**દક્ષિણ સમશીતોષ્ણ કટીબંધ**—મકરવૃત્તથી દક્ષિણધ્રુવ વૃત્ત સુધીનો ૪૩ અંશનો ભાગ છે.

**દક્ષિણ શીત કટીબંધ**—દક્ષિણ ધ્રુવ વૃત્તથી દક્ષિણ ધ્રુવ સુધીનો ૨૩॥ અંશનો ભાગ છે.



## યુરોપ ખંડ.

આ ખંડ એશિઆની પશ્ચિમે છે. બીજા બધા ખંડ કરતાં એ નાનો છે. પણ પૃથ્વીના મધ્ય ભાગમાં આવવાથી ચારે તરફના વેપારને લઇને બહુ જોડાઇ ગયો છે. વળી તે સમશીતોષ્ણ કટીબંધમાં આવેલો હોવાથી લોકો બહુ ઉદ્યોગી છે. યુરોપ ખંડનો કાંઠો વાંકો ચુકો તથા સમુદ્રો અંદર ઘુસેલા હોવાથી લોકો જબરા વહાણવટી છે. ઉત્તરના ભાગમાં બહુ ટાઢ પડે છે. ને જેમ જેમ દક્ષિણમાં આવતા જઇએ તેમતેમ ટાઢ ઓછી પડે છે.

સીમા—ઉત્તરે ઉત્તર મહાસાગર, પશ્ચિમે આટલાંટિક મહાસાગર, દક્ષિણે ભૂમધ્ય સમુદ્ર અને કાળો સમુદ્ર, પૂર્વે યુરલ પર્વત, યુરલ નદી, અને કાસ્પિઅન સમુદ્ર છે.

વિસ્તાર—તે ઉતર દક્ષિણ ૩૬૦૦ માઇલ લાંબો ને પૂર્વ પશ્ચિમ ૨૪૦૦ માઇલ પહોળો છે એનું ક્ષેત્રફળ ૩૭૫૦૦૦૦ ચો. મા. એટલે હિંદુસ્તાન કરતાં બમણું છે.

લોકો— આ ખંડમાં ૪૮ કરોડ માણસની વસ્તી છે. તેમાં અંગ્રેજો, વલંદા, સ્કેન્ડીનેવિઅનો ( સ્વીડન નોર્વેના વતનીઓ ) અને જર્મનો એ ટયુટોનિક જાતના છે, ફ્રેંચ ઇટાલીઅનો, સ્પેનીઆર્ડો ફિરંગી અને રૂમાનીઅનો એ રૂમાનિક જાતના છે. અને રશીયનો, પોલાંડના રહેવાશીઓ, સર્વિઅનો, બલગેરીઅનો, અને બોહીમિઅનો એ સ્લાવ જાતના છે. એ ત્રણે જાતો કોકેશિયન લોકોની જાતના વિભાગો છે. તેમણે

એક પછી એક અહીં આવી મૂળ વતનીઓમાં જે લાપ, બાસ્ક અને કેલ્ટ જાત હતી તેમને ધીરેધીરે હાંકી કાઢી. ઉપરની ત્રણ જાત સિવાય યાહુદી, મુસલમાન ફિન્લાંડ વગેરે જાતના બે કરોડ લોકો છે.

**ધર્મ**—યુરોપ ખંડના ઘણા માણસો ખ્રિસ્તી ધર્મ પાળે છે. નવમીસદીમાં એના બે ફાંટા પડવાથી એક **રોમન કેથોલીક** અને બીજો **ગ્રીક ચર્ચ** એમ બે ધર્મો નીકળ્યા ને પંદરમી સદીમાં એ બંન્ને પંથમાં વાંધો ઉઠાવનાર એક નવો ધર્મ થયો તેને **પ્રોટેસ્ટંટ** કહે છે. માટે આ જે રોમાનિક લોકો રોમન કેથોલિક ધર્મના, ટ્યુટોનીક લોકો પ્રોટેસ્ટંટ ધર્મના અને સ્લાવ લોકો ગ્રીક ધર્મના, અનુયાયી છે.

આ ઉપરાંત તુર્કસ્તાનના લોકો મુસલમાની ધર્મના ને થોડા યાહુદી ધર્મના પણ છે.

**દેશ**—(૧) **બ્રિટિશદ્વાપુઓ** એમાં ઈંગ્લાંડ અને વેલ્સ, સ્કોટલાંડ, અને આયર્લાંડ. (૨) **સ્કેન્ડીનેવીઅન દ્વીપકલ્પ** એમાં નોર્વે, સ્વીડન. ( ૩ ) **રશીયા**, (૪) **જર્મનીનું રાજ્ય**, (૫) ડેન્માર્ક (૬) **હોલાંડ અથવા નેધર્લાંડ** (૭) બેલજીયમ, ( ૮ ) ફ્રાન્સ, (૯) સ્વીત્ઝર્લાંડ, (૧૦) આસ્ત્રિઆ-હંગરી, ( ૧૧ ) **બાલ્કન દ્વીપકલ્પ** એમાં રૂમાનીઆ. બલગેરીયા, સર્વિઆ, મોંટીનીગ્રો, તુર્કસ્તાન અને ગ્રીસ, (૧૨) ઈટાલી, ( ૧૩ ) **આઇબીરીયન દ્વીપકલ્પ**, એમાં સ્પેન અને પોર્ટુગાલ આવેલ છે.

**રાજ્યનીતિ**—તુર્કસ્તાન અને રૂશિયા એ રાજાસત્તાક છે. ફ્રાન્સ, સ્વિટઝર્લાંડ અને પોર્ટુગાલ એ પ્રજાસત્તાક છે અને બાકીના રાજા પ્રજાસત્તાક એટલે અર્ધ પ્રજાસત્તાક છે.

## યુરોપખંડનું સામાન્ય વર્ણન.

આ ખંડનું ક્ષેત્રફળ ૩૭ા લાખ ચો. માઇલ છે. અને વસ્તી ૩૪ કરોડ માણસની છે.

**પર્વતો**—આલ્પ્સ તેનું ઉંચું શિખર માઉન્ટ બ્લોક છે. એ પીનાઈન, કાર્પેથિઅન, બાલ્કન, અને પીરીનીઝ.

**જવાળામુખી**—વિસુવિઅસ ( ઈટાલીમાં ) એટના ( સિસિલિમાં ) હેકલા ( આઈસલાંડમાં )ને આબોલી (લીપારીબેટમાં છે)

**સરોવર**—લાડોગા, ઓનીગા, કોન્સ્ટન્સ વેનર, વેટર, મીલર.

**સમુદ્ર**—શ્વેત, બાલ્ટીક, જર્મન, આઇરિશ, આર્કિપેલેગો, મામેરા, કાળો અને આઝોફ.

**અખાત**—આર્ખેંજલ અને ઓનીગા શ્વેત સમુદ્રમાં બોથાનઆ ફીન્લાંડ, અને રેગા બાલ્ટીકમાં, જીનોઆ, લૈઓન્સ, ટારાંટો, વેનિસ, સોલોનીકા ભૂમધ્ય સમુદ્રમાં ને લીઝીઓલ્ડ એ જર્મનીમાં છે.

ખાડી—ઈંગ્લીશ ચાનલ, નોર્થ ચાનલ, ને બ્રિટીશ ચાનલ.

**સામુદ્રધુની**—સૌંડ એ સ્વીડન અને ઝીલાંડ વચ્ચે, ગેટબેલ્ટ ઝીલાંડને ફ્યુનેનની વચ્ચે, લીટલબેલ્ટ ફ્યુનેનને સ્લેસ્વીગની વચ્ચે, કાટીગાટ ડેન્માર્કને સ્વીડન વચ્ચે સ્કાગરાક ડેન્માર્કને નોર્વેની વ.

વચ્ચે, ડોવર ઇંગ્લિશ ચાનલ અને જર્મન સમુદ્ર વચ્ચે, જીબ્રાલ્ટર આટલાંટિક અને ભૂમધ્ય સમુદ્ર વચ્ચે, બોનિફેશિયા કાર્સિકાને સાર્ડીનીઆ વચ્ચે, મેસિના ઇટાલી ને સિસિલી વચ્ચે, ઓટ્રાન્ટો ઇટાલીને તુર્કસ્તાન વચ્ચે, ડાર્ડનલ્સ આર્કિપેલેગો અને મારમોરા વચ્ચે, બાસફરસ મારમોરા અને કાળા સમુદ્ર વચ્ચે, અને યેનીકેલ આઝોફને કાળા સમુદ્ર વચ્ચે છે.

સંયોગીભૂમી—કોરીંથ એ ગ્રીસમા ને પેરિકાપ એ રુશિઆની દક્ષિણે છે.

દ્વીપકલ્પ—સ્કેન્ડિનેવીઅન, જટ્લાંડ, આઇબિરીઅન, ઇટાલી, [illegible]આ, ને ક્રિમીઆ છે.

ભૂશિર—નોર્ડકીન ને ઉત્તરકેપ એ ઉત્તરમાં છે. નેઝ એ નોર્વે[illegible] દક્ષિણે, રાથ સ્કાટલાંડની ઉત્તરે, કલીઅર અને ફેરહેડ આયર્લંડને [illegible]રે, લાંડ્સ એન્ડ, લીઝર્ડ, સ્ટાર્ટ, બીચીહેડ, ફ્લાંગરોહેડ, અને [illegible]ર્નહેડ ઈંગ્લાંડને કિનારે, લાહોગ, અને બાર્ફ્લુર, ફ્રાન્સની ઉત્તરે, [illegible]ટવિનસેંટ, સાંતામેરીઆ, અને રોકા પોર્ટુગલમાં, ઓર્ટીગલ, [illegible]સ્ટર, ટ્રફાલગર, અને ક્રુઝ સ્પેનમાં, સ્પાર્ટિવેન્ટો અને પારસ[illegible] સિસિલીમાં, અને માટાપાન ગ્રીસમાં છે.

[illegible]:—નોવાઝેમ્બ્લા, સ્પીટસ્બર્ગ, ઝીલાંડ, ફ્યુનેન, લાલાંડ, ગોથ[illegible] રૂગેન, આઇસલાંડ, ફેરો, શેટલાંડ, હેબ્રિડીસ, આર્કની, ગ્રેટ[illegible], આયર્લાંડ, માન, આંગલ્સી, વાઇટ, કાર્સીકા, બલીઆરીક ટાપુ[illegible], સિસિલી, સાર્ડિનિઆ, એલ્બા, માલ્ટા, ગોઝો, સેફલોનીઆ, કાંડી[illegible] લેમનોસ, સૈપ્રસ.

**નૌકાસ્થળઃ**—પોર્ટસ્મથ, પ્લીમથ, મિલફોર્ડહેવન, શર્બર્ગ, બ્રેસ્ટ, કાર્લસ્ક્રોના, સેબાસ્ટપોલ, કોન્સ્ટાંટીનોપલ, કીલ, અને ગાલીપોલી.

**યુનિવર્સિટીનાં સ્થળો**—ઓક્સફર્ડ, કેમ્બ્રિજ, લંડન, આબર્ડિન, એડિનબરો, ગ્લાસગો, ડબ્લીન, પારિસ, સાલામાંકા, કોઇમ્બ્રા, લેડન, યુટ્રેક્ટ, ગોર્નિંગન, હલ, લીપઝીક, મ્યુનીચ, બર્લિન, અપ્સાલા, વિએના, હેગ, ઇન્સબ્રુક, પાદુઆ, બોલોના, પાલર્મો, ઝુરીચ, મોસ્કો, અને સેંટપીટર્સબર્ગ.

**સ્વતંત્ર શહેરોઃ**—હામબર્ગ, બ્રેમેન, લ્યુબેક, ફ્રેંકફોર્ટ બોલોના, પાર્મા, મેસિના, અને સાનમારીનો.

**બંદરઃ**—આર્ખેંજલ, ફ્રંઓનિગા, બર્ગન, ક્રીસ્ટીઆનીઆ, ગોટનબર્ગ, કાર્લસ્ક્રોના, સ્ટાકહોમ, સેંટપીટર્સબર્ગ, રૈગા, ડાન્ટઝીક સ્ટેટીન, હામ્બર્ગ, આલ્ટોના, બ્રેમેન, હેગ, આમસ્ટર્ડામ, રોટર્ડામ, એન્ટવર્પ, ડોવર, એડિનબરો, આબર્ગડીન, ગ્લાસગો, ગાલ્વે, ગ્રીનાક, લીથ, ડબ્લીન, લિમરીક લીવરપુલ, બ્રીસ્ટલ, હલ, પોર્ટસ્મથ, પ્લીમથ, સૌધામ્પ્ટન, શર્બર્ગ, બ્રેસ્ટ કેલે, નાન્ટ્સ, બોર્ડો, કારૂના, ઓપોર્ટો, લીસ્બોન, કેડીઝ, જીબ્રાલ્ટર વાલેનશિઆ, બાર્સીલોના, માર્સેલ્સ, ટુલોન, જીનોઆ, લેગ્હોર્ન, નેપલ્સ, મેસીના, પાલર્મો, બ્રિન્ડિસિ, વેનીસ, ત્રીએસ્ટ, કોરીંથ, નોપ્લીઆ, સોલોનિકા, કોન્સ્ટાંટીનોપલ, વાર્સો, ઓડેસા, સેબાસ્ટપોલ, આઝોફ, આર્ખાન.

**પ્રાંતપ્રદેશઃ**—સ્પેનમાં કાસ્ટાઇલ, જર્મનીમાં બાવેરીઆ, [illegible]ની, આસ્ત્રિયામાં બોહિમિયા.

રાજ્યકર્ત્તા—ઇંગ્લાંડનો સહેનશાહ, રૂશિઆનો ઝાર, તુર્ક-સ્તાનનો સુલતાન, જર્મનીનો કયસર, આસ્ટ્રીયા, ડેન્માર્ક, બેલ-જીઅમ, સ્વીડન, સ્પેન પોર્ટુગાલ અને ગ્રીસના મહારાજા કહેવાય છે.

ભાષા—યુરોપની મૂળ ભાષા ગ્રીક અને લાટિન છે. તેમાંથી અંગ્રેજી, રૂશ, જર્મન, ફ્રેંચ, અને સ્પાનિશ, વિગેરે ભાષાઓ થએલી છે.

## બ્રિટિશ ટાપુઓ.

### (અ) ઈંગ્લાંડ અને વેલ્સ.

**સીમા**—ઉ. સ્કોટલાંડ. દ. ઇંગ્લીશ ચાનલ. પુ. જર્મન સમુદ્ર. પ. આઇરીશ સમુદ્ર.

**પ્રગણાં**—ઇંગ્લાંડનાં ૪૦, ને વેલ્સનાં ૧૨ પ્રગણાં છે.

**પર્વત**—ચીલીયટ, સ્કાફેલ અને વેલ્સમાં સ્નોડન છે.

**નદીઓ**—ટેમ્સ, સેવર્ન તે ૨૧૦ મૈલ લાંબી છે તે વિના મર્સી ટાઇન, ટ્રન્ટ, હમ્બર, આઉસ, ડી અને વાઇ.

**સરોવર**—ડરવેંટવાટર, અલ્સવાટર અને વીંડરમીર.

**બેટ**—માન, આંગ્લશી, વાઈટ તે વિના જર્સી, ગર્નસી, આ-લ્ડર્ની અને સાર્ક એ ચાનલના ટાપુઓ છે.

**ભૂશિર**—લાન્ડસ એન્ડ એ પશ્ચિમે લીઝર્ડ, સ્ટાર્ટ ને બી-ચીહેડ એ દક્ષિણે; ફ્લાંબરો અને સ્પર્ન એ પૂર્વે, અને હોલીહેડ એ આંગ્લશી બેટની પાસે છે.

સામુદ્રધુની—મનાઇ એ કાર્નાર્વન અને આંગલસી બેટની વચ્ચે છે ને ડોવર એ જર્મન સમુદ્ર અને ઈંગ્લીશ ચાનલની વચ્ચે છે.

અખાત—સાલ્વેફર્થ, બ્રિટીશ ચાનલ, કાર્ડીગન, મોરી, કાબી ને વાસ.

મુખ્ય બંદરો—લંડન, લીવરપુલ, કાર્ડિફ, ન્યુકેસ્ટલ, હલ, ગ્લાસગો, અને સઉધામપટન.

શહેરો—લંડન—એ રાજધાની ટેમ્સ નદી ઉપર દુનીયામાં સાથી મોટું શહેર છે. તેમા જોવા લાયક મકાન ઘણું છે. વિલાયતનો બધો માલ એ બંદરથી પરદેશ જાય છે. આ શહેરની વસ્તી ૮૦ લાખની છે તેથી તેના ૫૯ ભાગ કરવામાં આવ્યાછે. ટેમ્સ નદીની નીચે ટનલ ખોદેલી હોવાથી ત્યાંથી પણ આવજા થઇ શકે છે. ટેમ્સ નદી ઉપર આવજા કરવા માટે ૨૦ પૂલો બાંધેલા છે.

માનચેસ્ટર—સુતરાઉ કાપડને માટે પ્રખ્યાત છે. બર્મિંગહામ—દરેક જાતની ધાતુના કામ માટે પ્રખ્યાત છે. શેફીલ્ડમાં ચપ્પુને છરી થાય છે. લીડઝમાં ગરમ કાપડનાં કારખાનાં છે. ઓક્સફર્ડ, કેમ્બ્રીજ, લંડન ને ડર્હામ યુનિવર્સીટી માટે પ્રખ્યાત છે. કેન્ટરબરી અને યાર્ક એમાં ધર્માધ્યક્ષો રહે છે. પોર્ટસ્મથ અને પ્લીમથ—એ નૌકા સૈન્યનાં સ્થળો છે. ન્યુકાસ્ટલ કોયલાની ખાણો છે. નોટીંગહામ એમાં ચીટને મોજાં સારાં થાય છે. ગ્રીનીચમાં વેધશાળા છે. ત્યાંથી રેખાંશ ગણાય છે. બ્રીસ્ટલ ને હલ એ મોટાં બંદર છે. તે વિના ડોવર, બ્રેટન, સૌધામપટન, વુલવુલહાંમપટન, કાર્લૈલ ને સંદરલાંડ એ મોટાં શહેરો છે.

**વેલ્સનાં શહેરો**—સ્વાન્સી, કાર્ડીફ મર્થીરટીડવીલ અને મીલફોર્ડહેવન એ બંદર એવું મોટું છે કે તેમાં ઇંગ્રેજી નૌકા સૈન્ય સહી સલામત રહી શકે છે.

**નિકાસ**—કલાઇ, કોયલા ઉન અને રૂનું કાપડ, કાચ અને લોઢાનો સામાન, યંત્રો, કાગળ, શણ, સ્લેટનો પત્થર દવા ચીનાઇ વાસણ અને ચામડાનો સામાન

**આયાત**—અનાજ, રૂ, ઊન, ખાંડ, સોનું રૂપું, ઇમારતી લાકડું, રેશમ, ચા, માખણ, તેલીબીઆં, ભુંદ, શણ, ફાર, અને તમાકુ છે.

## ( ૪ ) સ્કોટલાંડ.

આ ભાગ ઇંગ્લાંડની ઉત્તરે છે. તેની ઉત્તરે ને પશ્ચિમે આટલાંટીક મહાસાગર છે ને પશ્ચિમે જર્મન સમુદ્ર છે તેના ૩૩ પ્રગણા છે.

**પર્વત**—ગ્રેમ્પીઅન, અને બેનેવીસ એ ઉંચામાં ઉંચું શિખર છે.

**નદીઓ**—ટ્વીડ, ફોર્થ, ટે, ડી, સ્પે, નેસ, એ જર્મન સમુદ્રને મળે છે ને કલેડને નીથ એ પશ્ચિમે જાય છે.

**સરોવરો**—(લાક) સીન મારી, નેસ આવી, ટેને લોમોન્ડ.

**બેટ**—ઉત્તરમાં આર્કનીને શેતલાંડ અને પશ્ચિમે હેબ્રીડીસ.

**ભૂશિર**—ઉત્તરે ડનેટ ને દક્ષિણે ગાલોવેનામલ.

**અખાત**—ફોર્થ, ટે, મોરે, કલેડ ને સોલ્વે.

શહેરો—એડિનબરો, એ અતિ રમણીય શહેર છે અને એમાં વિશ્વવિદ્યાલય છે. ગ્લાસગો વહાણ, એન્જીન, યંત્રો બનાવવાનાં કારખાનાં માટે પ્રખ્યાત છે, આબર્ડીન અને ડંડી એ શણના કાપડ માટે પ્રખ્યાત છે. પર્થ અને પેસ્લી એમાં સુતરાઉ માલ બને છે, ગ્લાસગો, ગ્રીનોક, આબર્ડીન અને ડંડી એ ચારે મોટાં બંદરો છે.

નિકાસ—ઇંગ્લાંડ પ્રમાણેજ છે તે વિના ખનીજમાં કોયલા, લોઢું અને દક્ષિણમાં સીસું જડે છે.

( ક ) આયર્લાંડ પ્રગણાં ૩૨ છે.

એ ગ્રેટ બ્રિટનની પશ્ચિમે આટલાંટીક મહાસાગરમાં છે. અહીંઆ સદા લીલોતરી હોવાથી તેને લીલો ટાપુ પણ કહે છે.

પ્રાંત—અલ્સ્ટર, મનસ્ટર, લીનસ્ટર અને કોનોટ.

નદીઓ શાનન, એ મોટામાં મોટી છે. તે વિના ફોઈલ ને બાન (ઉતરે), બોઇન, લીફી ને સ્લેના ( પૂર્વે ), સુવર અને લી (દક્ષિણે) વહે છે.

સરોવર—નીઆ, અર્ન, માસ્ક, કારીબ, રી, ડર્ગ, અને કીલાર્ની.

બેટ—રાથલીન ( ઉત્તરે ), કલૈર, આરાન ને વાલેન્શીયા એ પશ્ચિમે.

ભૂશિર—દક્ષિણમાં કલીઅર, ઉત્તરે માલીનહેડ, ને પૂર્વે ફેરહેડ છે.

અખાત—ડોનીગલ, ગાલ્વે, સ્લૈગો અને ફોઇલ.

શહેરો—ડબ્લીન, લીફી નદી ઉપર રાજધાની છે. અને તેમાં વિશ્વવિદ્યાલય છે. બેલફાસ્ટ એમાં શણનું કાપડ બને છે. લીમરીક એ રીતની બનાવટ માટે પ્રખ્યાત છે. તે વિના વાટરફોર્ડ, કાર્ક, લીમરીક, લંડનરી, કીંગસટાઉન એ મોટા બંદરો છે.

મુખ્ય નિકાસ—ઓટ, બટાટા, જવ, ઢોર, માંખણ, અને શણ છે.

## (૨) સ્કેન્ડિનેવિઅન દ્વીપકલ્પ.

આ નામ સ્વીડન અને નોર્વેનું ભેગું નામ છે, ને તે ભાગ ગ્રેટ બ્રિટનની પૂર્વે છે. બંન્ને દેશો ઉત્તર તરફ રૂશિયાની સાથે જોડાએલા છે ને બાકીની બધી બાજુએ પાણી છે.

### ( અ ) નોર્વે– પ્રગણાં ૬ છે.

આ દેશ પહાડીને ઘણો ઠંડો છે. ઉત્તર તરફ ઉનાળામાં બે માસ સુધી સૂર્ય આથમતો નથી ઇ. સ. ૧૯૦૫ થી સ્વીડન અને નોર્વે એ જુદા પડયા.

પર્વત—ડોફ્રફીલ્ડ કાલોન બેટ. લોફોડન ને માજીરો છે.

ભૂશિર—નોર્ડકીન એ છેક યુરોપની ઉત્તરમાં છે, ને નેઝએ નોર્વની દક્ષિણે છે.

શહેરો—ક્રિસ્ટીઆનીઆ એ રાજધાની વેપારનું મુખ્ય મથક છે, ટ્રોન્થેમ એ બંદરમાં નોર્વેના રાજાનો રાજ્યાભિષેક

થાય છે. હેમરફેસ્ટ એ શીતકટીબંધમાં આવેલુ છે ત્યાં ઉનાળામાં બે માસ સુધી સૂર્ય આથમતો નથી. બર્ગન—એ વેપારી બંદર છે. લોફોડન—કાડ માછલીને માટે પ્રખ્યાત શહેર છે.

મુખ્ય પાક—જવ, ઓટ, ઘઉં, રાઇ ને બટાટા. ને ખનીજમાં લોઢું ને તાંબું છે.

આયાત—કાપડ, અનાજ, કોયલો ને ધાતુ છે.

(ન) સ્વીડન—પ્રગણાં ૪ છે.

આ ભાગ નોર્વેની પૂર્વે છે. ત્યાંની હવા નોર્વે કરતાં વધારે ઠંડીને સુકી છે.

બેટ—ગોથલાંડ ને ઓલાંડ.

સરોવર—વેનર, વેટર, અને મીલર.

શહેરો—સ્ટાકહોમ—મીલર સરોવર ઉપર નવ ટાપુપર વસેલું છે.

અપસાલા—વિશ્વ વિદ્યાલય છે. ગોટનબર્ગ વેપારી બંદર છે. કાર્લસ્કોના એ નૌકા સૈન્યનું સ્થળ છે. ડીનીમોરામાં લોઢાની ખાણો ને ફાનલમાં ત્રાંબાની ખાણો છે.

નિપજ—ઇમારતી લાકડું, લોખંડ, પોલાદનો સામાન, લાકડાનો સામાન, કાગળ અને દિવાસળી છે. ખનીજમાં લોઢું તાંબુ, સીસું, નીકલ, જસત, કોલસા અને ગંધક છે.

આયાત--ખુંદ, દારૂ, તમાકુ, ગરમ અને સુતરાઉ કાપડ, રૂ, ઊન ને ઘઉ છે.

## (૩) રૂશિઆ પ્રગણું ૫૭ છે.

એનો કેટલોક ભાગ એશિઆખંડમાં છે. આ ખંડમાં આવેલા ભાગને યુરોપી રૂશિઆ કહે છે. એણે યુરોપ ખંડનો લગભગ અધો અર્ધ ભાગ રોકેલો છે.

**સીમા**—ઉ. ઉત્તર મહાસાગર, પૂ. યુરલ પર્વત, યુરલ નદી ને કારપીઅન સરોવર, દ, કાકેસસ પર્વત, કાળો સમુદ્ર ને તુર્કસ્તાન. પ. જર્મન સમુદ્ર બાલ્ટીક સમુદ્ર, ને સ્વીડન નોર્વે.

**પર્વત**—કાકેસસ, યુરલ, **સરોવર**—લાડોગા, ઓનીગા અને ઇલ્મેન.

**બેટ**—નોવાઝેમ્બલા ને સ્પીટસબર્ગ એ ઉત્તરમાં છે.

**અખાત**—આર્ખેંજલ ને ઓનીગા એ શ્વેત સમુદ્રમાં, પેરીકાપ એ કાળા સમુદ્રમાં અને બોસનીઆ, ફીનલાંડ ને રૈગા એ બાલટીકમાં છે.

**નદીઓ**—દ્વીના. શ્વેત સમુદ્રને મળે છે. નીપર-કાળા સમુદ્રને મળે છે. નીવાને વિસ્ચુલા એ બાલટીક સમુદ્રને મળે છે ડોન એ આઝોફ સમુદ્રને મળે છે. અને વોલગા ને યુરલ એ કારપીઅન સમુદ્રને મળે છે.

**સામુદ્રધુની**—કર્ટક એ આઝોફને કાળા સમુદ્રને જોડે છે.

**સંયોગીભૂમિ**—પેરીકાપ-એ રૂશિઆ ને ક્રીમીયાની વચ્ચે છે.

**બંદર**—રૈગા, આર્ખેંજલ ઓનીગા, આસ્ત્રાખાન અને ઓડેસા.

**શહેરો સેન્ટપીટર્સબર્ગ**—એ રાજધાની નીવા નદી ઉપર છે તે સને ૧૭૦૩ માં પીટર પાદશાહે વસાવ્યું છે. **મોસ્કોએ** જુની રાજધાનીનું શહેર છે. ત્યાં રૂશિઆના ઝારનો રાજ્યાભિષેક થાય છે તેમાં ૨૦૦ ટનનો મોટો ઘંટ છે. **સોબાસ્ટપોલ** ક્રીમીઆમાં નૌકાસેન્યનું સ્થળ છે. **વૉર્સો** પોલાંડની રાજધાની **લોડઝ** પોલાંડમાં છે. તે સુતરાઉ મીલોને માટે પ્રખ્યાત છે. **નિજનીનોવે** ગોરોડ—વોલગા અને ઓકા નદીના સંગમ ઉપર ગુજરીને માટે પ્રખ્યાત છે **હેલસીંગફૂર્સ**—ફીન્લાંડની રાજધાની છે ત્યાં વિશ્વવિદ્યાલય ને વેધશાળા છે. **ટુલા**—લુહારી કામ માટે પ્રખ્યાત છે. **ક્રોન્સ્ટાટ** મજબુત કિલ્લો છે.

**નિકાસ**—અનાજ, શણ, ઇમારતી લાકડાં તેલીબીઆં, અને કેરોસીન.

**આયાત**—રૂ, ધાતુ, ધાતુનો સામાન, ઊન, ચા, ચામડાં, અને કાપડ છે.

### (૪) જર્મનીનું રાજ્ય—પ્રગણાં ૨૬ છે.

આ રાજ્ય યુરોપની મધ્યમાં ને રૂશિયાની પશ્ચિમે છે. ૨૬ રાજ્યોનો સમૂહ એકત્ર થવાથી આ રાજ્ય બનેલું છે તેમાં મોટાં ચાર રાજ્યો છે.

(૧) પ્રશિઆ રાજધાની બર્લિન, (૨) બાવેરીઆ, રાજધાની મ્યુનીચ. (૩) વર્ટેમબર્ગ—સ્ટટગાર્ટ (૪) સાકસની—ડ્રેસડન.

**પર્વત**—આલ્પ્સ. **બેટ**—રૂગેન એ બાલટીકમાં છે.

નદીઓ—ડાન્યુબ, એલ્બ ને વસર એ જર્મન સમુદ્રને મળે છે. ડાન્યુબ એ કાળા સમુદ્રને મળે છે. વિશ્ચુલા અને ઓડર એ બાલટિકને મળે છે.

સ્વતંત્ર શહેરો—હામ્બર્ગ, બ્રેમેન, લ્યુબેક, ફ્રાન્કફોર્ટ.

વિદ્યાલય—બર્લીન, હાલ, ગોટીંગન, મ્યુનીચ, અને લીપઝીક.

બંદરે—કોનીગ્સબર્ગ, લ્યુબેક, કીલ, અને સ્ટ્રાલસેન્ડ વગેરે.

શહેરો—બર્લિન—એ જર્મનીની રાજધાની છે તેમાં વિશ્વવિદ્યાલય છે. અહીં ઘણી જાતના ઉદ્યોગો ચાલે છે. હામ્બર્ગ એલ્બ નદીના મુખ આગળ મોટું બંદર છે. હાનોવર-પ્રખ્યાત ખગોળશાસ્ત્રી સર જોન હર્શલનો જન્મ થયો હતો. મ્યુનીચ તેમાં ચિત્રોનું મોટું સંગ્રહસ્થાન છે ને વિશ્વવિદ્યાલય છે, ડ્રેસડન અહીં યાંત્રિક કામ સારાં બને છે. સ્ટટગાર્ટ—અહીં દ્રાક્ષ થાય છે. એલાશાપેલ જર્મનીનું જુનું શહેર છે. લીપઝીક જર્મનીમાં પ્રગટ થતી ચોપડીઓનું મુખ્ય સ્થળ છે ને એમાં વિશ્વવિદ્યાલય છે. કીલ નૌકાસ્થળ છે. બ્રેસલા, ફ્રાંકફોર્ટ અને સ્ટેટીન એ ઓડર નદીપર છે.

આફ્રીકામાં આવેલો જર્મનીનો મુલક—ટોગોલાંડ, કામેરૂન, જર્મન નૈરૂત્ય આફ્રિકા, જર્મન પૂર્વ આફ્રિકા ને ચીનમાં કીઆચાઉ છે.

નિકાસ—લોખંડનો સામાન. ખાંડ, કોયલા, કાપડ, કાગળ,

ચિનાઇ વાસણ, કાચ, ચામડાનો સામાન, અને રંગો તથા યાંત્રિક સંચાઓ તથા ખનિજમાં લોખંડ, કોલસા, જસત, સીસું, તાંબું અને રૂપાની કાચીધાતુ, મીઠું પોટાશિઅમક્ષારો, સોનું, ગ્રેફાઇટ, મેંગેનીઝ વિલાયતી મીઠું, કલઇ, નીકલ અને કાચી ધાતુ તથા કેરોસીન તેલ આ સિવાય પ્રશિઆને કિનારે અંબર જડે છે.

**આયાત**—અનાજ, રૂ, ઉન, ગુંદ, ચામડાં, રેશમ, અને કેરોસીન.

(૫) ડેનમાર્ક—પ્રગણું ૬ છે.

આ રાજ્ય જર્મનીની ઉત્તરે છે ને જાપાનની પેઠે ઘણા ટાપુઓ મળીને થએલું છે,

**બેટ**—ઝીલાંડ ( દરીઆની જમીન ) ફ્યુનેન ( સુંદર ) લાલાંડ ( નીચી જમીન ) અને જટલાંડ એ દ્વીપકલ્પ છે.

**અખાત**—લીમફોર્ડ; **ભૂશિર**—સ્કૉ.

**સામુદ્રધુની**—સાઉન્ડ એ ઝીલાંડ ને સ્વીડનની વચ્ચે છે, ગ્રેટબેલ્ટ એ ઝીલાંડ ને ફ્યુનેનની વચ્ચે, લીટલબેલ્ટ એ ફ્યુનેન ને જર્મનીની વચ્ચે કાટિગાટ એ જટલાંડને સ્વીડનની વચ્ચે અને સ્કાગરાક એ જટલાંડ ને નોર્વેની વચ્ચે છે.

**શાહેરો**—કોપન્હેગન-મુખ્ય બંદર છે. તેમા વિશ્વ વિદ્યાલય અને કારખાનાં છે. એલ્સીનોર એ ઝીલાંડમા છે.

**બીજા બેટો**—(૧) આઇસલાંડ એમાં હેકલા નામે જ્વાળામુખી પર્વત છે. તેનું મુખ્ય શાહેર રીકઝેવીક છે.

(૨) ફેરોટાપુ, તથા (૩) ગ્રીનલાંડનો ઘણો ભાગ અને વેસ્ટ ઇંડીસમાં ( સેન્ટટોમસ અને સાંટાક્રૂઝ ) બે છે. એ બધાં ડેન્માર્કને તાબે છે.

નિકાસ—ઘઉં, જવ, ઓટ, માખણ, ચામડાં, ઘોડા અને ઢોર છે.

આયાત—કોયલા, સુતરાઉ, રેશમી, ને ગરમ કાપડ, લોખંડ ના સામાન, મેવો, ચા અને મીઠાઇ છે.

(૫) હોલાંડ અથવા નેધર્લાંડ પ્રગણાં ૧૧ છે.

આ નાનું રાજ્ય જર્મનીની પશ્ચિમે આવેલું છે ત્યાંના વતની ડચ કહેવાય છે. આ દેશ દરિયાની સપાટી કરતાં નીચો છે તેથી પાણી અટકાવવા માટે બંધ બાંધેલા છે. ઠેર ઠેર પાણીને પાણી સાથેજ વેપાર કરવાની સગવડતા હોઇ એ લોકો કુદરતી રીતેજ ખલાસીના કામમાં ઘણા આગળ પડતા છે. તેઓ હુન્નરી કરકસરીઆ ને ઉદ્યોગી છે.

નદી—મ્યુસ, રાઇન અને સેલ્ટ એ ત્રણે જર્મન સમુદ્રને મળે છે.

બેટ—બાલ્કેરન અને ટેકસલ.

શહેરો—હેગ-રાજધાનીનું શહેર છે અને એમાં મોટું સંગ્રહસ્થાન છે. આમસ્ટર્ડામ વેપારી શહેર છે. ઘણાં મકાનો દરિઆમાં થાંભલા ખોદીને બાંધેલા છે. રાજાનો મહેલ ૧૩૬૫૯ થાંભલા પર

બાંધેલો છે. યુટ્રેકટ ઐતિહાસીક શહેર છે. લેડન, યુટ્રેકટ અને ગ્રોનીગન એમાં વિદ્યાલય છે.

**બીજા ભાગમાં આવેલાં હોલાંડનાં સંસ્થાનો**—હોલાન્ડ કરતાં બીજા ભાગમાં આવલા સંસ્થાનોનું ક્ષેત્રફળ ૬૦ ગણું છે. તેમાં મુખ્ય સંસ્થાનો જાવા, સુમાત્રાનો થોડો ભાગ, બોર્નિઓ, સેલી-બીસ, આરબોયના, ન્યુગીનીનો થોડો ભાગ અને ડચ ગિઆના.

નિકાસ—માખણ, શાકભાજી, ખાંડ, કાગળ અને મટન.

આયાત—સુતરાઉ અને ગરમ કાપડ, લોખંડ, કોયલા, લાકડાં, અનાજ, ઓટ, ગુંદ અને ગરમ મસાલા.

(૭) **બેલજીઅમ**—પ્રગણાં નવ છે.

આ દેશ હોલાંન્ડની દક્ષિણે છે તેના લોકો વેપારમાં ઘણા આગળ પડતા છે. ત્યાંની હવા ઇંગ્લાંડને મળતી છે.

**નદી**—મ્યુસ અને શેલ્ટ એ જર્મન સમુદ્રને મળે છે

**શહેર**—**બ્રસેલ્સ** સેન નદી ઉપર રાજધાની છે. તેમાં શેતરંજી તથા ફીત થાય છે. **આન્ટવર્પ** મોટું બંદર છે, અને તે ખાંડ, વહાણ બાંધવાનું કામ, ને ફીત માટે પ્રખ્યાત છે. **ઘેન્ટમાં** હુન્નરનાં કારખાનાં છે. **લીએજ**માં ઘડીઆળો બને છે, **વોટર્લુ**માં સને ૧૮૧૫માં અંગ્રેજ તથા જર્મનોએ નેપોલીઅન બોનાપાર્ટને હરાવ્યો હતો. **ઓસ્ટેન્ડ** બંદર છે.

**બીજા ભાગમાં આવેલાં સંસ્થાનો**—ફકત આફ્રિકામાં

ફાંગોરી સ્ટેટ એ મુલક પ્રજાના તાબામાં છે ને ઉપરી બેલજીઅમનો રાજા ગણાય છે.

નિકાસ—સુતર, સાંચાકામ, શણુ અને ઉનનું કાપડ, કોયલા પોલાદ, શણુ, કાચ અને ઘડિયાળ છે.

આયાત—અનાજ, લોટ, વણુવાના રેસા, ઇમારતી લાકડું ગુંદ, ઢોર.

( ૮ ) ફ્રાન્સ—પ્રગણાં ૮૭ છે.

એ યુરોપખંડના બળવાન રાજ્યોમાંનું એક રાજ્ય છે તે ગ્રેટબ્રિટનની દક્ષિણે છે. તેનું મૂળ નામ ગાલ હતું.

પર્વત—પીરોનીઝ એ ફ્રાન્સની દક્ષિણે, જીુરા—એ ફ્રાન્સની પૂર્વે અને આલ્પ્સ—એ ફ્રાન્સ, ઇટાલી ને સ્વીટ્ઝ-લાંડની વચ્ચે છે.

નદીઓ—સીન, લુઓર, ગારોન, અને હ્રોન.

બેટ—કોર્સિકા, હીરીઝ, અને અસન્ટ; બંદર—માર્સેલ્સ અને ટુલોન.

ભુશિર—લાહોગ અને બાફ્લુર એ ઉત્તરે છે.

અખાત—બીસ્કેનો એ પશ્ચિમમાં અને દક્ષિણે લેઓન્સ.

શહેરો—પારીસ-એ રાજધાની પૃથ્વી ઉપર સુંદર શહેર છે. તે વેપારનું સ્થળ ગણાય છે. લેઓન્સ એ ન્હોન અને સોનના સંગમ ઉપર રેશમના વણાટને માટે પ્રખ્યાત છે. બોર્ડો એમાં

દ્રાક્ષનો દારૂ બને છે. શરબર્ગ અને બ્રેસ્ટ એ નૌકા સૈન્યના સ્થળ છે. નાન્ટ્સ લુઆર નદી ઉપર બંદર છે. માર્સેલ્સ દક્ષિણમાં મોટું બંદર છે. ત્યાંથી પણ રેલ્વેમાં બેસીને ઈંગ્લાંડ જવાય છે. એ વિના હેવર, કેલે, સાગ્હેટીન, લાઇલ, રૂઆન ટુલુસ અને આમીયાન્સ મોટાં શહેરો છે. બેયોનમાં સંગીન થાય છે.

**બીજા ભાગમાં આવેલાં સંસ્થાનો**—આફ્રિકામાં આલ્જી-રીઆ, ટ્યુનીસ, સહરા, સેનીગાલ, નાઇજર અને ફ્રેન્ચકાંગો: દક્ષિણ અમેરિકામાં ફ્રેન્ચ ગીઆના; હિંદી મહાસાગરમાં માદાગાસ્કર અને બુર્બોન; એશિઆમાં પોંડીચેરી કારીકલ, માંહી ને ચંદ્રનગર એ હિંદમાં છે તે તથા ફ્રેંચ, હિંદી, ચીન, અને અમેરીકામાં ન્યુકાલેડોનીઆ, અને વેસ્ટ ઈંડીસના કેટલાક ટાપુઓ.

**નિકાસ**—રેશમી, ગરમ અને સુતરાઉ કાપડ, અને કેટલીક ઝીણી કારીગરીવાળો કીંમતી સામાન છે.

**આયાત**—ઊન, રેશમ, રૂ, અનાજ, લાકડાં, કોયલા, ખાંડ, ગુંદ, તેલીબીઆં, પીછાં વગેરે.

## (૯) સ્વીત્ઝર્લાંડ—પ્રગણાં ૨૨ છે.

આ દેશ ફ્રાન્સની પૂર્વમાં આલ્પ્સ પર્વત ઉપર આવેલો છે. ત્યાંના લોકો બહાદુર છે. અહીં કુદરતનું અવલોકન કરવા ઘણા માણસો આવે છે.

**પર્વત**—આલ્પ્સનું ઉંચામાં ઉંચું શિખર મોંબ્લા છે.

**નદીઓ**—દાન્યુબ ર્‍હોન, ર્‍હાઇન; **સરોવર**—જીનીવા

 કોન્સ્ટન્સ.

**શહેરો**—જીનીવા, એ જીનીવા સરોવર પાસે છે. તે યંત્રો અને દવાને માટે પ્રખ્યાત છે તેમાં ઘડીઆળો બને છે. બર્ન એ રાજધાનીનું શહેર છે. **ઝુરીચ**—રેશમી ને સુતરાઉ કાપડનો મોટો ઉદ્યોગ ચાલે છે. **બેસલ**—રેશમી કાપડ થાય છે.

**નિકાસ**—રેશમી ને સુતરાઉ કાપડ, ઘડિઆળો કન્ડેન્સ્ડ મિલ્ક (એટલે જમાવેલું દુધ. )

**આયાત**— રેશમ, ઊન, રૂ, અનાજ, ધાતુ, ખનીજ, તમાકુ, ખાંડ, ગુંદ, ને દારૂ છે. આ દેશનો કોઈ ભાગ દરિયા કાંઠે નથી.

## (૧૦) આસ્ટ્રિઆ હુંગરી—પ્રગણાં ૧૭ છે.

આ દેશમાં આસ્ટ્રિઆ અને હુંગરી એવાં બે રાજ્યો છે તે બન્ને સ્વિટઝર્લાંડની પૂર્વે આવેલાં છે. આસ્ટ્રિઆના રાજાને શહેનશાહ કહે છે.

**પર્વત**—આલ્પ્સ અને કાર્પેથીઅન.

**સરોવર**—બાલેટનસી અને ન્યુસીડનલરસી.

**નદી**—ડાન્યુબ, એને મળનારી ઇન, ડ્રેવ, થીસ,સેવ ને પ્રુથ.

**શહેરો**—**વીએના** રાજધાની દાન્યુબ નદી ઉપર છે. તેમાં ફરનીચર અને ફેન્સી ચીજો થાય છે. બુડાપેસ્ટ એ હુંગરીની રાજધાની દાન્યુબ નદી ઉપર છે. હુંગરીનો રાજા લડાઇમાં મરી જવાથી એ રાજ્ય આસ્ટ્રિઆ સાથે જોડાઇ ગયું છે. પ્રેગ એ બોહીમીઆની રાજધાની કાચના વાસણ માટે પ્રખ્યાત છે. ટ્રીએ-

સ્ટ અને ફ્યુમ એ બંદરો છે. ક્રેકો પોલાંડની જુની રાજધાની છે ઇન્સબ્રુક ને ટ્રીએસ્ટમાં વિદ્યાલય છે. ડેબ્રેકઝીન ફુન્નરમાં પ્રસિદ્ધ છે.

સંસ્થાનો—બીજા ખંડમાં આવેલા નથી પણ ઇ. સ. ૧૮૭૮ થી બોસનિઆ અને હરઝીગોવિના એની પાસે આવેલા પ્રાંત પર અમલ ચલાવે છે.

નિકાશ—ધાન્ય, ખાંડ, ઇમારતી લાકડાં, ગરમ કાપડ, કાચ, ઢોર છે.

આયાત—રૂ, અનાજ, ઉન, ખુંદ અને તમાકુ છે.

## (૧૧) બાલ્કન દ્વીપકલ્પ.

આ ભાગ યુરોપ ખંડના અગ્નિખુણામાં આવેલો છે. બાલ્કન પર્વત ઉપરથી તેનું નામ બાલ્કનદ્વીપકલ્પ પડેલું છે. તેમાં મુખ્ય છ ભાગ છે.

### (અ) રૂમાનીઆ,

આ દેશ માલ્ડેવીઆ અને વાલેશીઆ એ બે પ્રાંતોના મળવાથી થએલો છે, તે ઇ. સ. ૧૮૭૮ થી તુર્કસ્તાનથી સ્વતંત્ર થઇ જુદો પડયો.

શહેરો—બુકારેસ્ટ રાજધાનીમાં વિશ્વવિદ્યાલય છે. જેસી અથવા જાસી પ્રુથનદી ઉપર અને ગલેઝ ડાન્યુબ નદી પર બંદરછે.

નિકાસ—ઘઉં, જવ, મકાઇ, મીઠું, ચામડાં અને ઢોર છે.

આયાત—ધાતુ અને કાપડ છે.

### (ग) બલ્ગેરીઆ.

આ પ્રાંત રૂમાનીઆની દક્ષિણે છે. રૂમાનીઆ પ્રાંત પણ બલ્ગેરીઆના રાજાને તાબે છે,

શહેરો—સોફીઆ-રાજધાની છે. ફીલીપોપોલીસ એ રૂમાનીઆનું મુખ્ય શહેર છે.

નિકાસ—ઘઉં, અત્તર, ગરમલુગડું, સાગ, ચામડાં અને તમાકું.

આયાત—કાપડ, લોખંડનો સામાન, કેરોસીન, કાગળ, મીઠું, ચોખા અને કોયલા છે.

### (क) સર્વિઆ.

આ પ્રાંત બલ્ગેરીઆની પશ્ચિમે છે તે ઇ. સ. ૧૮૭૮ થી તુર્કસ્તાનથી સ્વતંત્ર થયો છે.

શહેરો—બેલગ્રેડ-તે સોવ અને દાન્યુબના સંગમપર છે.

નિકાસ—મેવો, ડુક્કર, ઊન, ઘઉં, ચામડાં, ઘોડા, અને ઢોર છે.

આયાત—સુતરાઉ અને ગરમ કાપડ અને ખાંડ છે.

### (ड) મોંટીનીગ્રો.

આ નાનું સ્વતંત્ર રાજ્ય આડ્રીઆટીક સમુદ્રપર આવેલું છે.

શહેરો—સેંટીજે-એની રાજધાની છે.

પેદાશ—મકાઇ, બટાટા ચામડાં ને તમાકું.

### (इ) તુર્કસ્તાન.

ઉપરના ચારે રાજ્યોની દક્ષિણે આ રાજ્ય આવેલું છે. તે

મુસલમાની રાજ્ય છે. રાજાને સુલતાન કહે છે. વળી તે ધર્મના ઉપરી હોય ખલીફા પણ કહેવાય છે.

પર્વત—બાલકન, કાર્પેથીઅન, ને ઓલીપસ.

નદીઓ—ડાન્યુબ તેને મળનારી સેવ ને પૃથ.

બેટ—કાંડીઆ ત્યાં કાળે પાણીએ મોકલે છે. ને લેમનોસ એ અંગ્રેજનો છે.

સામુદ્રધુની—ડાર્ડેનલ્સ, બારફરસ અખાત—સોલોનીકી.

શહેર—કોન્સ્ટાન્ટિનોપલ, તે રાજધાનીનું શહેર છે તેને ઇસ્તંબુલ કે સ્તંબુલ પણ કહે છે. એક વખતે અહીં રોમના રાજની રાજધાની હોવાથી કેટલાક તેને રૂમ પણ કહે છે સોલોનીકી તે એજ અખાત પર છે. આડ્રિઆનોપલ ગુલાબના અત્તર માટે પ્રખ્યાત છે. ગાલીપોલી તુર્કસ્તાનના દરીયાઇ કાફલાનું સ્થાન છે.

બીજા સંસ્થાનો—એશિઆઈ તુર્કસ્તાન તથા અરબસ્તાનનો થોડો ભાગ, તથા આફ્રિકામાં બાર્કા અને મીસર તથા સૈપ્રસમાં એમની નામની સત્તા છે.

નિકાસ—રેશમ, દ્રાક્ષ, ઉન, દારૂ, અફીણ, અંજીર, ઓલીવનું તેલ, શેતરંજી, જુદી જુદી જાતનું અત્તર અને ઔષધો અને ખનીજોમાં લોખંડ, સીસું, ગંધક, મીઠું અને ફટકડી છે.

(ક) ગ્રીસ.

આ દેશ તુર્કસ્તાનની દક્ષિણે આવેલો છે. આજથી ચોવીસસેં વર્ષ ઉપર અહી ઘણા પ્રખ્યાત કવિઓ, તત્વજ્ઞાનીઓ અને

શિલ્પશાસ્ત્રીઓ થઇ ગયા છે ગ્રીસ દેશના બે ભાગ છે. ઉત્તરના ભાગને હેલાસ અને દક્ષિણના ભાગનો આકાર શેતૂરના પાંદડાં જેવો હોવાથી તેને મોરીઆ કહે છે.

પર્વત—પાર્નાસસ. ભુશિર—માટાપાન, બંદર—નોપ્લીઆ.

અખાત—પટ્રાસ, લીપાંટો, જીઇના ને નોપ્લીઆ.

બેટ—આયોનિયન, નીગ્રોપોટ ને સેકલેડીસ.

દ્વીપકલ્પ—મોરીઆ. સંયોગીભુમિ—કોરીંગ એ હેલાસને મોરીઆ વચ્ચે છે.

શહેરો—આથેન્સ. એ રાજધાનીનું શહેર છે. સોક્રેટીસ, પ્લેટો, એરિસટોટલ, ડેમોસ્થિનીસ, ફીડીઅસ, સીકંદર વગેરે મહાન્ પુરૂષોની અહીં જન્મભૂમિ છે. ત્યાં વિશ્વવિદ્યાલય છે. પટ્રાસ ત્યાંથી પુષ્કળ દ્રાક્ષ પરદેશ ચડે છે સ્પાર્ટા એમાં લાઇકર્ગસના નામનો કાયદા બાંધનારો મોટો રાજા થઇ ગયો છે. સાલેમીસ, મેરેથાન, અને પ્લેટીઆ એ જુનાં ઐતિહાસિક શહેરો છે.

નિકાસ—દ્રાક્ષ, અંજીર, ઓલીવનું તેલ, તમાકુ, ચાંમડાં સીસું, આરસ ને વાદળી.

આયાત—ઇમારતી લાકડું, કોયલા, મીઠું, ખાંડ, અને કાપડ છે.

(૧૩) ઈટાલી—એના પ્રગણાં ૧૯ છે.

આ દેશ ગ્રીસની પશ્ચિમે છે. તેનો આકાર લાંબા બુત જેવો છે જુના વખતમાં અહીં રોમનું રાજ્ય બહુ વિસ્તારવાળું હતું.

પર્વત—આલ્પ્સ, આપીનૈન્સ, વીસુવીયસ ને એટના એ જ્વાળામુખી છે.

નદી—પો, આડીજ એ આડ્રિઆટિકને મળે છે. અને આર્નો અને ટેબર ભૂમધ્ય સમુદ્રને મળે છે.

બેટ—સીસીલી, સાર્ડીનીઆ અને એલ્બા એ ઇટાલીને તાબે છે. માલ્ટા ને ગોઝો એ અંગ્રેજને તાબે છે. સીસીલીમાંથી ગંધક નીકળે છે.

ભુશિર—સ્પાર્ટીવેન્ટો, પાસારો અને લ્યુકા.

સામુદ્રધુની—ઓટ્રાંન્ટો એ ઇટાલીને તુર્કસ્તાનની વચ્ચે છે, મેસીના એ ઇટાલીને સીસીલીની વચ્ચે છે. બોનીફેસીઆ એ કાર્સીકા અને સાર્ડીનીઆની વચ્ચે છે.

અખાત—વેનીસ, ટેરાંટો ને જીનોઆ, સરોવર—માજીઓરી કોમા ને ગાર્ડા.

શહેરો—રોમ એ દુનિયામાં પ્રસિદ્ધિ પામેલા શહેરમાંનું એક શહેર છે, તેમાં રોમન કેથોલીક ધર્મનો અધ્યક્ષ પોપ રહે છે. નેપલ્સ એ મોટામાં મોટું શહેર છે. મિલાન એ લાંબર્ડીના મેદાનમાં મુખ્ય શહેર છે. પાલર્મો એ સીસીલીની રાજધાની છે. ત્યાંથી નારંગી દેશાવર ચડે છે. વેનીસ એ ચૌદમી સદીમાં લંડન જેવું જબરૂં બંદર હતું તે નાના નાના સો ટાપુઓ પર વસેલું છે. તેથી નહેરોને લીધે વેપાર બહુ ચાલે છે. ફ્લોરેન્સ એ પીડમોન્ટ પ્રાંતની રાજધાની છે. લેગહોન, જીનોવા ને વેનીસ એ બંદરો છે. બ્રીંડીસીમાં હિંદની ટપાલ જાય છે. પાદુઆમાં વિદ્યાલય છે. બોલોના, પાર્મા, મેસીના ને સાનમારી એ સ્વતંત્ર શહેરો છે.

નિકાશ—રેશમ, દારૂ, ઓલીવ, તેલ, પરવાળાં, આરસ, મેવો ને ગંધક છે.

આયાત—સુતરાઉ અને ગરમ કાપડ, કોયલા અને લોખંડનો સામાન છે.

## (૧૪) આઇબીરીયન દ્વીપકલ્પ.

આમાં સ્પેન અને પોર્ટુગાલ દેશ મળેલા છે. તે ભૂમધ્ય સમુદ્રને આટલાંટીકમાં ઘુસેલો છે.

### (અ) સ્પેન–૪૮ પ્રગણાં છે.

આ દેશ ફ્રાન્સની દક્ષિણે આવેલો છે. ઇ. સ. ની આઠમી સદીમાં અહીં આફ્રિકાના મૂર લોકોનુ રાજ્ય હતું પણ તે ૬૦૦ વર્ષ ચાલ્યુ. પછી તેઓને હાંકી કાઢી આ રાજ્ય બળવાન થયું હતું.

પર્વત—પીરીનીઝ. નદિઓ—ડુરો, ટેગસ, ઇબ્રો.

બેટ—બલીઆરી ટાપુઓ (માજોર્કા, મીનાર્કા, ઐવીઝા ને ફાર્મેન્ટેરા) એ ભૂમધ્ય સમુદ્રમાં છે. ને કાનેરી ટાપુ એ આટલાંટીકમાં છે.

સામુદ્રધુની—જીબ્રાલ્ટર તે ભૂમધ્ય ને આટલાંટીકની વચ્ચે છે,

ભૂશિર—ઓર્ટિંગલ ને ફીનીસ્ટેર, એ વાયવ્યે, ટ્રફાલગર અને ટરીફા એ દક્ષિણે ને કુજ એ પૂર્વે છે.

બંદર—બાર્સીલોના, વાલેન્સિયા, કેડીઝ ને કારના.

શાહેરો— માડ્રિડ—એ રાજધાની વેપારી મથક છે. બાર્સીલોના હુનર ઉદ્યોગનાં કારખાનાં માટે પ્રખ્યાત બંદર છે. વાલેન્શિઆ એ બંદરમાં રેશમ ને મેવો થાય છે. જીબ્રાલ્ટર એ દક્ષિણમાં આવેલું અંગ્રેજી સંસ્થાન નૌકા સૈન્ય સ્થળ માટે

પ્રખ્યાત છે. સાલામાંકામાં વિદ્યાલય છે. ટોલીડો, સેવિલા, ગ્રાનેડા ને સારા ગોથા એ મોટાં શહેરો છે.

બીજાં સંસ્થાનો—ફર્નાન્ડોપો તથા જીબ્રાલ્ટરની સામે સ્યુટાછે.

નિકાસ—દારૂ, સીસું, લોખંડ, તાંબુ, મેવો,બુચ,ને ઓલીવતેલ.

આયાત—રૂ, કોયલા, ખાંડ,ઇમારતી લાકડું,અને સાંચા કામ.

(ચ) પોર્ટુગાલ.

એ દેશ સ્પેનની પશ્ચિમે પાબડી પને છે. પંદરમી સદામાં આ દેશના લોકોએ દરિઆની મુસાફરીમાં સાહસ ખેડી જુદા જુદા ભાગોમાં મુસાફરી કરી હતી.

નદી—ડુરો અને ટેગસ, બેટ, આઝોર્સ, કેપ વર્ડ અને મડીરા.

ભુશિર—સેટવીનસેંટ, સાંટા મોરીઆ, અને રોકા.

શહેરો—લીસ્બોન; રાજધાની ટેગસ નદીના મુખ પર છે. તેમાં ઇ. સ. ૧૭૫૫ માં ધરતીકંપ થયો હતો.

ઓપોર્ટો—ડુરો નદી ઉપર દ્રાક્ષના દારૂ માટે પ્રખ્યાત છે, કોઇમ્બ્રા, એમાં વિદ્યાલય છે.

બીજા ભાગમાં સંસ્થાનો—આફ્રિકામાં કેપવર્ડ ટાપુ, અંગોલા, કોંગોમુલક, મોઝાંબીક; એશિઆમાં દીવ, દમણ, ગોવા ને મકાઉ; ને મલેશિયામાં ટિમોરનો ટાપુ છે.

નિકાસ—બુચ, ઢોર, તાંબાની કાચી ધાતુ, મીઠું, તેલ અને મેવો.

આયાત—લોઢાનો સામાન, સુતરાઉ અને ગરમ કાપડ ઘઉં, ખાંડ અને કોયલા છે.

# પ્રખ્યાતી.

કીલાર્ની=સુંદર સરોવર છે.
કેલે=ફ્રાન્સથી લંડન જવાનું બંદર છે.
કોલોન=કોલોન વોટર.
ગ્લાસગો=રંગ ને એંજીન.
જીબ્રાલ્ટર=ઇંગ્રેજનો કિલ્લો.
જર્મન=વિદ્યાકળામાં પ્રસિદ્ધ.
ડંડી=શણનાં યંત્રો.
ડોવર=ઇંગ્લાંડનું બંદર.
ડેન્માર્ક=રાજકુટુંબ ઉંચાકુળનું છે
નોટીંગહામ=કોર, ને મોજાં.
નોર્વે=પાવલી છાપની દીવાસળી.
પારીસ=સૌથી સુંદર શહેર.
પોર્ટુગાલ=દ્રાક્ષનો દારૂ.
બર્મીંગહામ=હથિઆર,
બેલફાસ્ટ=શણનું કાપડ.
બેતેન=તેને કાંઠે અંબર જડે છે.
માંચેસ્ટર=રૂની મીલો, ને કાપડ.
માર્સેલ્સ=હિંદના રસ્તાનું બંદર.
મ્યુનીચ=પેનસીલ, ને વાસણ,
રોમ=એમાં ધર્માધ્યક્ષ પોપ રહેછે.
લંડન=પૃથ્વી ઉપર મોટું શહેર છે.
લાંકશેર=કાપડના કારખાનાં.
લીએજ=ઘડીઆળો.
લાપ્લાંડ=ટાઢ પડે છે, ત્યાં ગરૂડ થાય છે.
વીસુવીઅસ=જ્વાળામુખી છે.
સેંટ્પીટસબર્ગ=મોટો ઘંટ છે ત્યાં ઋતુ ઋતુના મહેલ છે.
સેબાસ્ટપોલ=નૌકાસૈન્ય છે.
સ્પેનમાં=ગોધા, અને ખનીજ.
ઓકસફર્ડ=વિદ્યાલય.
ઈંગ્લાંડ=કોયલા, કાચ ને લોઢું.
લીવરપુલ=ત્યાં પહેલી આગગાડી ચાલી.
હેકલા=જવાળામુખી પર્વત છે.
એલ્સીનોર=જકાતનું ઠેકાણું.
એલાશાપેલ=જર્મનીમાં જુનું શહેર.
આઇસલાંડ=બરફની જમીન છે.
ઇસ્તામ્બુલ=તુર્કસ્તાનની રાજધાની.
આથેન્સ=સેક્રેટરી અને પ્લેટોની જન્મભુમિ.

## નદીઓ.

(૧) વોલ્ગા-(૨૨૪૦) વાલ્ડાઇ ડુંગરમાંથી નીકળી કાસ્પીઅન સમુદ્રને મળે છે તેના ઉપર આસ્ત્રાખાન.

(૨) યુરલ (૯૦૦) યુરલ પર્વતમાંથી નીકળી કાસ્પીઅનને મળે છે તેના ઉપર ઓરનબર્ગ.

(૩) ડાન્યુબ (૧૭૦૦) એ આલ્પ્સમાંથી નીકળી કાળા સમુદ્રને મળે છે તેના ઉપર વિએના, પ્રેસબર્ગ, બ્યુડા, પ્રેસ્થ અને બેલગ્રેડ.

ડાન્યુબને મળનારી નદીઓ ઇન, ડ્રેવ, થીસ, સેવ, અને પ્રુથ.

(૪) નીપર (૧૧૦૦) તે વોલ્ગા પાસેથી નીકળી કાળા સમુદ્રને મળે છે.

(૫) ડૉન (૧૨૦૦) મધ્ય રૂશિઆમાંથી નીકળી આજોફના સમુદ્રને મળે છે.

(૬) દ્વીના (૧૧૦૦) રૂશિઆના ઉત્તરમાંથી નીકળી ઉત્તર મહાસાગરને મળે છે.

(૭) ડ્યુના (૬૨૫) વોલ્ગા પાસેથી નીકળી રૈગાના અખાતને મળે છે.

(૮) ર્‍હાઇન (૮૦૦) આલ્પસમાંથી નીકળી ઉત્તર સમુદ્રને મળે છે તેના ઉપર સ્ટ્રાસબર્ગ, કોલોન, લેડન, અને યુટ્રેક્ટ છે.

(૯) ટેમ્સ—તે જર્મન સમુદ્રને મળે છે તેના ઉપર લંડન.

(૧૦) સાનન—આયર્લાંડના સરોવરમાંથી નીકળી આટલાંટિક મહાસાગરને મળે છે તેના ઉપર લીમરીક.

(૧૧) **એલ્બ**—આલ્પ્સ પર્વતમાંથી નીકળી જર્મન સમુદ્રને મળે છે. ડ્રેસડન, હામબર્ગ અને માગડીબર્ગ,

(૧૨) **વિસ્ચુલા**—કાર્પેથઅનમાંથી નીકળી બાલટીકને મળે છે તેના ઉપર ક્રાકો, વાર્સા અને ડેંટઝીક.

(૧૩) (મ્યુઝ) તે જર્મન સમુદ્રને મળે છે તેના ઉપર લી-એજ, રોર્ડામ, તે ઉપરાંત સેન, લુઓર, અને ટેગસ એ આટલાં-ટિકમાં પડે છે. ને ઇબ્રો અને ટે ભૂમધ્ય સમુદ્રમાં પડે છે.

## યુરોપનો વેપાર.

હિંદમાંથી આરબ લોકો માલ લઇ જતા તે તુર્કસ્તાનમાં થઇ મીસરને આપતા ને ત્યાં મિસરના લોકો ઇટાલીના વેનીસને જીનોઆ બંદરમાં લઇ જતા ત્યાંથી તે માલ યુરોપમાં ફેલાતો પણ તેમ થવાથી તે માલ બહુ મોંઘો પડતો તેથી યુરોપી લોકોને બારોબાર હિંદ સાથે વેપાર કરવાની ઉત્કંઠા થઇ તેથી પહેલા જમીન માર્ગે આવવા લાગ્યા ને પછી તે માર્ગ મુશ્કેલ હોવાથી જળ માર્ગ શોધ્યો.

**હિંદમાં આવવાનો જળ માર્ગ**—ઘણા વહાણવટીઓ આફ્રિકાને પશ્ચિમ કાંઠે આવી માર્ગ શોધવા લાગ્યા, થોડી મુદ્દતે ડાયઝ કેપ ઓફ ગુડહોપ સુધી આવ્યો, પણ ખોરાકની તંગીને લીધે પાછો ફર્યો, ત્યારપછી એજ રસ્તે થઇને ઇ સ. ૧૪૯૭માં વાસ્કોડાગામા હિંદમાં આવ્યો તે કાલીકટના ઝામોરીન રાજા જોડે મળી ચીજો અદલ બદલ કરી ગયો.

**યુરોપમાંથી હિંદમાં જવાનો ટુંકો માર્ગ**—વાસ્કોડાગા-મા જે રસ્તે થઇને જળ માર્ગે આવતો તે રસ્તો ઘણે દહાડે પૂ-

હતો તેથી ટોમસવાગ હાર્ન નામે અંગ્રેજે ભૂમધ્ય સમુદ્રમાંથી જવા મથન કર્યું ને સુવેજની-સંયોગિભૂમિ ઉપર રેલ્વે ચલાવી રાતા સમુદ્રમાંથી જવા આવવા માંડયું ત્યાર પછી સુએજની નહેર લેસેપ્સ નામે ફ્રાન્સના ઇજનેરે ખોદી તેથી વિલાયતથી આવવાનો માર્ગ ઘણોજ ટુંકો થઇ પડયો.

હિંદમાંથી વિલાયત જવાના રસ્તા—(૧) મુંબાઇથી સ્ટીમરમાં બેસી એડન, અને ત્યાંથી પોર્ટસૈયદ, ત્યાંથી બ્રિન્ડિસી ટ્રિએસ્ટ અને માર્સેલ્સના ત્રણ રસ્તા પડે છે. બ્રિન્ડિસીથી રેલ રસ્તે લંડન જવાય છે, માર્સેલ્સ આવતાં બે દિવસ વધારે લાગે છે. અહીંથી જીબ્રાલ્ટરનો જુદો ફાંટો નીકળે છે. ને માર્સેલ્સથી આગગાડીમાં બેસી લંડન જ્નાય છે. જીબ્રાલ્ટરથી આટ્લાટિક મહાસાગરમાં ફ્રાન્સને કિનારે થઇ લંડન જવાય છે. એ પ્રમાણે ચાર રસ્તા તથા ઉપર જણાવેલ કેપ હોચ ગુડહોપ ફરીને જવાનો પમો રસ્તો છે.

### યુરોપમાંથી અહીં આવતો માલ.

કોયલા, લોઢાનો સામાન, કાગળ, સ્ટેશનરીમાલ, સુતરાઉ અને ગરમ કાપડ, લોઢાંનો યાંત્રિક સામાન, બીંડી, શણુ, મેવો, ભરતકામ, દારૂ, કેરોસીન, રંગ, ફરનીચર, કલઇ, અંબર, રમકડાં, ખાંડ, વાજીંત્રો ને દવા.

### હિંદમાંથી યુરોપમાં જતો માલ.

રૂ, મજીઠ, તીખાં, વસાણું, અફીણ, સરસવ, અળસી, એરંડી, અને કેટલોક કાચો માલ કે જેના ઉપર રસાયણ પ્રયોગ કરી સત્વ કાઢવામાં આવે છે તે.

### એશિયામાંથી હિંદમાં આવતો માલ.

ચામડાં, ઉન, હીંગ, મેવો, ગલીચા, તરવાર, બૂંદ, ખજુર,

અત્તર, શણ, રોગાન, ધાતુ, કોયલા, દ્રાક્ષ વગેરે.

## અંગ્રેજ રાજ્યનો હિંદ સાથે રાજ્યક્રિય સંબંધ.

હિંદ ઉપર હાલમાં મહાપ્રતાપી શહેનશાહ પાંચમા જ્યોર્જ-નો અમલ છે. તેમની તરફથી કલકત્તામાં વાઈસરોય નીમાય છે તેઓ પાંચ વર્ષ અધિકાર ચલાવે છે. વળી હિંદના પ્રધાન લંડન-માં હિંદની દેખરેખ રાખે છે. વાઇસરોય સિવાય બીજા ભાગોમાં ગવર્નર, કમિશ્નરોને પોલીટીકલ એજંટો છે. તેમની નીમણુંક અ-હીંના વાઇસરોય સાહેબ કરે છે તે સિવાય મોટાં મોટાં દેશી રાજ્યો જેવા કે, વડોદરા, કાશ્મીર, મહીસુર વગેરેમાં રેસીડન્ટો રહે છે, તેમને મદદ કરનાર કૌન્સીલો છે તે કાયદા બાંધવામાં તથા કાયદા ચલાવવામાં મદદ કરે છે.

હિંદની વસ્તીમાં ૨૬ કરોડને ૧૦લાખ અંગ્રેજી રાજ્યની ને ૬ કરોડ ને ૩૦ લાખ દેશી રાજ્યની છે.

આપણા દેશમાં અંગ્રેજીરાજ્ય થવાથી મહમદ, નાદીર તૈમુર, અલાઉદ્દીનખુની વગેરે ધાતકી પાદશાહોની જે બીક હતી. તે સદાને માટે નાશ પામી ગઈ છે ને રાજ્યમાં સર્વત્ર શાંતિ ફેલાઈ ગઇ છે. રેલ્વે, તાર, ટપાલ, મીલ વગેરે સાધનોથી રૈયતને પુરેપુરું સુખ થયું છે. કેળવણી પણ એટલી બધી વધી ગઈ છે કે અભાગ્ય હશે તે ભણ્યા વિના રહેશે હે પ્રભુ નામદાર અંગ્રેજ સરકારનું રાજ્ય અમારા ઉપર સદાય રહો કે જેથી અમે સુખમાં રહી અમૃત જેવાં મીઠા ફળ ચાખીએ.

# ઇતિહાસ.



## મરેઠી રાજ્ય.

**મહારાષ્ટ્રમાં હિંદુ રાજ્ય**—ઈ. સ. ની શરૂઆત સુધી અહીં કોઇ જાણવા જોગ રાજ્ય નહોતું. આગળ જતાં શાહકુળના રાજાના તાબામાં કેટલોક ભાગ આવ્યો. તે પછી ચાલુક્ય રાજ્ય થયું ને તેની પછી દોલતાબાદમાં જાદવોનું રાજ્ય થયું. એ રાજ્ય અલ્લાઉદીન ખૂનીએ તોડયું ત્યારથી મહારાષ્ટ્ર દિલ્હીની પાદશાહતમાં ભળ્યો.

**મહારાષ્ટ્રમાં મુસલમાની રાજ્ય**—ઈ. સ. ૧૩૪૭ માં મહમદ ગાંડાના વખતમાં અહીં હુસેનગંગુએ બ્રાહ્મણી રાજ્ય સ્થાપ્યું. પણ જ્યારે તેઓના વંશજોની નબળી સ્થિતિ થઇ ત્યારે તેના સરદારો સ્વતંત્ર થઇ જઇ અહમદનગર તથા વીજાપુરનાં રાજ્યો બથાવી પડયા.

**મરેઠી સરદારો**—મહારાષ્ટ્રમાં જુદે જુદે ઠેકાણે મુસલમાની રાજ્ય થયું તોપણ જુના રાજકુળો તથા નાના જાગીરદારો પોતાની જાગીરો ખાઇ મુસલમાની રાજ્યમાં નોકરી કરતા. ને મુલ્કી કારભાર ત્યાંના બ્રાહ્મણો કરતા. એ વખતે અહમદનગરના મલીકંબરના લશ્કરમાં જાદવરાય કરીને એક સરદાર દશ હજાર માણસની ફોજનો ઉપરી હતો. તેની સહાયતાથી એક માલોજી નામનો પાંચ

હજાર સવારનો ઉપરી થયો હતો. તે માલોજી. (અલ્લાઉદ્દીનથી ત્રાસ પામી નાસી જનાર ) ઉદેપુરના રાણા સજનસિંહની દશમી પેઢીનો પ્રતાપી પુરૂષ હતો.

શાહજી—એ માલાજીનો દીકરો હતો. તેનો વિવાહ જાદવરાયની દીકરી જીજાબાઇ વેરે થયો હતો. તેથી શાહજી આગળ પડતો થયો. અહમદનગરમાં મલીકંબરના મુઆ પછી તેનો દીકરો ફતેહખાન બેઠો. પણ તેને મોગલ પાદશાહ શાહજહાંને તાબે થએલો જોઇ શાહજીએ એક બીજા રાજાને ગાદીએ બેસાડયો ને કેટલોક ભાગ પાછો મેળવ્યો. તેથી શાહજહાં પંડે દક્ષિણમાં ગયો ને અહમદનગરનું રાજ્ય ખાલસા કર્યું. તથા વિજાપુરનું રાજ્ય ખંડીયું બનાવ્યું ને શાહજીની પાસે (૧) સતારામાં ને (૨) તંજાવરમાં એ બે જાગીરો રહેવા દીધી.

શિવાજીનો જન્મ—જીજાબાઇને પેટે જાદવરાયથી ઇ. સ. ૧૬૨૭ માં મહાન્ છત્રપતિ શિવાજીનો જન્મ થયો. તેને કેળવણી આપવા માટે દાદાજી કોંડ દેવ નામે બ્રાહ્મણ રાખ્યો. તેણે તેને રાજ્યનીતિ તથા યુદ્ધ કળા સારી રીતે શીખવી. જીજાબાઈ પણ ખરી રજપુતાણી હોઇ રજપુતને છાજે એવો ઉત્તમ ઉપદેશ આપતી. તેના ગુરૂ રામદાસ પણ ઉત્તમ શિક્ષણ આપતા. એ ત્રણેના સંસ્કારથી શિવાજીમાં અદ્ભુત શકિત આવી.

શિવાજીનો ઉદય—શિવાજી જેમ જેમ મોટો થતો ગયો તેમ તેમ પોતાનું પરાક્રમ બતાવવા માંડયું. તેણે પોતાના લશ્કરમાં ઘાટી લોકોને એકઠા કરી મુલકો લુંટવા માંડયા, વળી ઘાટી લો-

તેને પગારને બદલે લુંટનો ભાગ આપતો તેથી જ્યારે બોલાવે ત્યારે એક અવાજે તેઓ ભેગા થતા. આ પ્રમાણે મરેઠી સૈન્ય સ્થાપનાર મુળપુરૂષે પ્રથમ લુંટવાનો ઉદ્યોગ રાખ્યો. ને વિજાપુરનો કિલ્લા તોડવા માંડયા, તેથી વિજાપુરના હાકેમે તેના બાપને કેદ કર્યો તેથી તે શાહજહાં પાદશાહને શરણે ગયો ને પોતાના બાપને છોડાવ્યો. ને હવે બાદશાહ તથા વિજાપુર એ બન્નેના કિલ્લા તોડવા માંડયા. તેથી વિજાપુરવાળાએ અફ્જુલખાનને મોકલ્યો. અફ્જુલખા સાથે લડી શકાય તેટલું પોતાની પાસે લશ્કર નહીં હોવાથી તેની પાસે પ્રતાપગઢ આગળ સલાહ કરવાનું નકી કરી તેને ત્યાંજ મારી નાંખ્યો તેથી વિજાપુરવાળાને ભય પેઠો. હવે શિવાજી વધુ જોરમાં આવ્યો ને મુગલાઇ રાજ્યમાં પણ જીત કરવા માંડી તેથી ઔરંગજેબે સાહિસ્તખાંનને મોકલ્યો. આ વખતે શિવાજી ડુંગરામાં ભરાઇ ગયો ને એક રાત્રે ઓચિંતો પુણા ઉપર હલ્લો કર્યો તેથી મુગલફોજ નાઠી ને સાહિસ્તખાન ઘાયલ થયો તેથી શિવાજીનું લશ્કર વધારે જોરમાં આવ્યું. ઈ. સ. ૧૬૬૨.

**શિવાજી રાજા થાય છે**—આ બન્ને જીતોથી શિવાજી જોરમાં આવ્યો ને તેણે સુરત લુંટવા હિંમત કરી. તે વખતે સુરત આજના મુંબઇ બંદર કરતાં પણ વધારે આબાદ હતું. તે સુરત લુંટી કરોડો રૂપિઆનો માલ હાથ કરી લીધો. તેવામાં તેનો બાપ ગુજરી જવાથી તેણે રાયગઢમાં રાજ્યાભિષેક કર્યો ને પોતાના નામના સિક્કા પડાવ્યા. ઇ. સ. ૧૬૬૪.

**આર્ય ધર્મ તારણ મુક્તિ**—જીજાબાઇ, કોંડદેવ, રામદાસગુરૂ તથા મહાભારતને રામાયણના શ્રવણથી તેનામાં આર્યત્વનું

અભિમાન આવ્યું હતું. ઉપર પ્રમાણે ચારેના ઉપદેશથી તેનામાં આર્ય ધર્મ તારવાનું ને મુસલમાની ધર્મ નાશ કરવાનું અભિમાન આવ્યું હતું તે અભિમાન પોતાના સહચારી લશ્કરમાં પણ રોપ્યું. પોતાનો અર્થ સાધવા પોતે બળ જ્યાં ન ચાલે ત્યાં છળ કપટ વાપરીને પણ પોતાનો અર્થ ધીરજ આગ્રહને ઉદ્યોગથી પાર પાડ્યો.

**શિવાજી કેદી થયો**—શાહજી મરણ પામવાથી નિર્ભય થઇ વિજાપૂર રાજ્યમાં પણ લુંટ ચલાવવા માંડીને બીજી તરફ મોગલ રાજ્યમાં પણ લુંટ ચલાવવા માંડી. તેથી ઔરંગજેબ પાદશાહે શિવાજીને વશ કરવા પ્રથમ જોધપુરના રાજા જશવંતસિંહને મોકલ્યો. શિવાજી વખત વિચારી તેને શરણે થયો. જયસીંગની બાંહેધરીથી તે પોતાના પુત્ર શંભાજીને લઇ દિલ્હી ગયો. ત્યાં બાદશાહે બાપદીકરાને કપટથી કેદ કર્યા. ૧૬૬૬.

**શિવાજી કેદમાંથી છુટે છે**—પાદશાહે શિવાજીને કેદી બનાવ્યો તેથી જયસીંગને બહુ ખોટું લાગ્યું. શિવાજીએ આ વખતે પોતે માંદો છે એવો ઢોંગ કર્યો ને જયસીંગે તેને પૂરી મદદ કરવા વચન આપ્યું. શિવાજી માંદો છે તેથી તે સાધુસંતને મોટા મોટા મેવા મીઠાઇના કંડીઆ દેવા ઇચ્છે છે તે વાત જયસીંગે પાદશાહ પાસે કબુલ કરાવીને હંમેશાં કંડીઆ જવા મંડયા, એક વખતે લાગ જોઇ અન્ને જણ એટલે બાપ દીકરો તે કંડીઆમાં બેસી રાયગઢ નાસી ગયા. ત્યાં જઈ પોતાની તુલા જેટલું સોનું બ્રાહ્મણને દાન કર્યું ને ફરીને વધારે જોરથી લુંટનું કામ શરૂ કર્યું.

**શિવાજીની રાજ્ય વ્યવસ્થા**—શિવાજી લડાઇમાં શૂરો અને

કામ કાઢી લેવામાં ચતુર હતો તેવોજ તે મુલ્કી બંદોબસ્ત રાખવામાં હોશિઆર હતો. તે કામ સાધતી વખતે તથા મુલક લેતી વખતે ક્રૂરતા વાપરતો પણ તે કામ થયા પછી દયા બતાવતો. તેણે રાજ્યનો બંદોબસ્ત બહુ સારી રીતે રાખ્યો હતો જુદા જુદા ખાતા ઉપર અધિકારીઓ નિમ્યા હતા ને પોતાની હજુરમાં આઠ પ્રધાનો રાખ્યા હતા. તેઓ દીવાની, ફોજદારી, વસુલાતી દફતરી, પગાર આપવાનું વગેરે કામ કરતા તે બધાનો ઉપરી પ્રધાન પેશ્વા હતો.

**શિવાજીનો અંત**—રાજ્યનો બંદોબસ્ત કર્યા પછી તે દક્ષિણમાં પોતાના બાપની તંજાવરની જાગીરમાં ગયો ત્યાંથી અરધી ઉપજ લેવાનો ઠરાવ કરી ત્યાં પોતાના ભાઇ વ્યંકાજીને દેખરેખ રાખવા મૂક્યો ને પોતે પાછો આવ્યો, પછી કિલ્લા બંધાવ્યા. રાજ્યની મજબુતી કરી ને લશ્કરનો બંદોબસ્ત કર્યા પછી તે ઇ. સ. ૧૬૮૦ માં શાંતિથી ગુજરી ગયો.

**રાજ્યની મજબુતી**—શિવાજી એક જાગીરદારનો દીકરો હતો. પણ ઘણી ધીરજ, ઉત્સાહને આગ્રહથી મોટા બળવાન પાદશાહ સાથે બાથ ભીડવાને સમર્થવાન થયો હતો. તેણે મરતી વખતે પોતાના પુત્રોને વારસામાં ઘણું વિસ્તીર્ણ રાજ્ય સોપ્યું પણ તેના પુત્રો નબળા હતા. જો તેના સરદારો તેવાજ નબળા હોત તો રાજ્ય જલદી પાયમાલ થઇ જાત. પણ સરદારોમાં શૌર્ય, સાહસ, યુદ્ધકળા આર્યાભિમાન, મ્લેચ્છ તિરસ્કાર વગેરે ગુણો હતા. તેથી રાજ્યની પડતી થતી અટકી.

## શિવાજી પછીના રાજાઓ.

**શંભાજી**—શિવાજીને શંભાજી ને રાજારામ નામના બે પુત્રો હતા. તેમાં મોટો શંભાજી ગાદીએ બેઠો તે બહાદુર હતો પણ શિવાજી જેવો સમયસૂચક ન હતો તેથી ઔરંગજેબ પાંચ વરસ સુધી વીજાપુરને ગોવળકોંડા જીતવાને રોકાણો તથા ઘણા સિપાઇઓ એ બન્ને રાજ્યમાંથી નાસી તેની પાસે આવ્યા તોપણ તૈયાર થયો નહિ ને સુરતાઇમાં પડી મોજમજામાં રહ્યો તથા કલુષા નામે બ્રાહ્મણની ખરાબ સોબતમાં પડયો તેથી ઔરંગજેબના સરદાર મુકરબખાને તેને પકડયો ને મુસલમાન થવાનું કહેતાં તેણે પેગંબરને ગાળો દીધી તથા પાદશાહની કુંવરી સાથે વિવાહ કરવાનું માગ્યું તેથી તેને મારી નંખાવ્યો ને તેના બૈરી છોકરીને પકડી દીલ્હી લઇ ગયા. ઇ. સ. ૧૬૮૯.

**રાજારામ**—શંભાજીને મારી નાખવાથી મોગલ પાદશાહ બહુ ખુશ થયો ને જાણ્યું કે હવે નિરાંત થઇ પણ એ ધારણા ખોટી હતી કારણ કે મરેઠાઓએ શંભાજીના દીકરા શીવાજીની વતી રાજારામને જીંજીગઢમાં ગાદીએ બેસાડયો ને શિવાજીની પેઠે લુટફાટ કરીમોગલોને પજવવા માંડયા. મોગલો મરેઠાનો મુલક જીતે તો મરેઠા મોગલોના મુલકમાં જઇ લુંટફાટ ચલાવે, અને તેથી વખત કોઇ મરેઠા પકડાયા તો લાંચ આપી છુટી જતા તેથી પાદશાહે કામબક્ષ તથા જુલ્ફીકારને મોકલ્યા પણ તે બેમાં વાંધો ઉઠયો તેથી કામબક્ષને બોલાવી લીધો પાછળથી જુલ્ફીકાર જીંજીગઢ લઇ રાજારામને પકડયો પણ લાંચ આપી નાસી ગયો ને સતારામાં ગાદીએ બેઠો તથા મોગલાઇ મુલકમાંથી ચોથ ઉઘરાવી ઇ. સ. ૧૭૦૦.

તારાબાઈ—રાજારામ મરી જવાથી તેની સ્ત્રી તારાબાઇએ પોતાના પુત્ર. શિવાજીને ગાદીએ બેસાડી કારભાર કરવા માંડયો તે બહાદુર તથા ચંચળ હતી આ વખતે બાદશાહને પોતાનું કેટલુંક લશ્કર ઉત્તરમાં મોકલવું પડયું તેથી દક્ષિણમાં લશ્કર કમી થયું ને વળી જે રહ્યું તેઓ પગાર માટે ધુમાટ દેવા લાગ્યા તેથી પાદશાહ મુંઝાણો ને સલાહ કરવાનું કહેણુ મોકલ્યું પણ મરેઠાની મોટી મોટી માગણી તેનાથી કબુલ થઇ નહિ તે અંતે લશ્કર તેની પાછળ પડયું તેમાંથી બચીને માંડ માંડ અહમદનગરમાં પહોંચ્યો. ને ત્યાં પસ્તાવો કરતો કરતો ઇ. સ. ૧૭૦૭માં મરણ પામ્યો.

મરેઠી રાજ્યના બે ભાગ—ઔરંગજેબ મરણ પામવાથી તેનો દીકરો આજીમ ગાદીએ બેઠો તેણે શંભાજીના દીકરા શિવાજી અથવા શાહુને છોડી મૂકયો તેથી તેણે દક્ષિણમાં આવી રાજ્ય માગ્યું ત્યારે તારાબાઇ કહે એતો ધુતારો છે. પણ કેટલાક સરદારો તેની તરફેણમાં મળવાથી રાજ્ય અપાવ્યું. તેથી તે સતારામાં રહ્યો ને તારાબાઇ કોલાપુરમાં ગઇ.

શાહુરાજા—તેને ઇ. સ. ૧૭૦૮ માં ગાદી મળી. પણ તે મોગલ દરબારમાં ઉછરવાથી બહુ મોજશોખી થયો હતો તેથી રાજ્યની બધી લગામ બાલાજી પેશ્વાના હાથમાં હતી. તેથી તે ફરતા હરતા થયો પણ તે પેશ્વા ઇ. સ. ૧૭૨૦ માં મરણ પામવાથી શાહુએ તેના પુત્ર બાજીરાવને પેશ્વાઇ સોપી બાજીરાવ રાજાને સમજાવીને પોતાના મનનું ધાર્યું કરતો, પણ ઉપરથી રાજાની આજ્ઞા લેતો, સઘળા સરદારો તેને વશ હતા. બાજીરાવ ઇ. સ.

૧૭૪૦ માં મરણ પામ્યો તેથી તેના પુત્ર બાળાજીને પેશ્વાઇ મળી તેમાં કેટલાક સરદારોએ વાંધો લીધો પણ બાળાજીએ ચતુરાઇથી કોઇનું ચાલવા દીધું નહિ. શાહુરાજા ઇ. સ. ૧૭૪૮ માં અપુત્ર મરણ પામ્યો.

**રામરાજા**—શાહુના મરણ વખતે તેની પાસે પેશ્વાએ એવું વશીયતનામું લખાવ્યું હતું કે મરેઠા ગાદીએ બેસે ને પેશ્વા કારભાર કરે એ વશીયતનામું કેટલાક સરદારોને ખુંચવાથી તે નામંજુર કરવા લાગ્યા. પણ અંતે કબુલ રાખવું પડયું તેથી બાલાજીએ રાજારામના પૌત્ર રામરાજાને ગાદીએ બેસાડયો તેણે પેશ્વાથી સ્વતંત્ર થવાનું ધાર્યું પણ કાંઇ ન વળવાથી સતારાની આસપાસનો મુલક પોતે રાખી બાકીના બધા મૂલકનો કારભાર પેશ્વાને સોંપી દીધો તેથી હવે ફકત નવા પેશ્વાને પાઘડી બંધાવવાનું કામ રાજા પાસે રહ્યું, રામરાજા ઇ. સ. ૧૭૭૮ માં મરણ પામ્યો.

**મરેઠી રાજ્યની આખર**—રામરાજા અપુત્ર મરણ પામવાથી તેણે ભોંસલે કુળના શાહુ નામે એક છોકરાને શાહુરાજા નામ ઠરાવી ગાદીએ બેસાડયો તે શાહુએ પેશ્વા સામે તોફાન કર્યું તેથી પેશ્વાએ તેને તથા તેના બે દીકરાને કેદ કર્યા. શાહુ કેદમાંજ મરણ પામ્યો. પછી જ્યારે ઇ. સ. ૧૮૧૮ માં પેશ્વાનું રાજ્ય અંગ્રેજે ખાલસા કર્યું ત્યારે શાહુના પુત્ર બાલાસાહેબ કે પ્રતાપસિંહને ૧૮ લાખ રૂપીઆની ઉપજનો મુલક આપી સરકારે સતારાની ગાદીએ બેસાડયો પણ તેના ઉપર ફીતુરનું તહોમત આવવાથી તેને ઉઠાડી, તેના ભાઇ આપા સાહેબને બેસાડયો. તે ઇ. સ. ૧૮૪૯ માં સતારાનું રાજ્ય ખાલસા કર્યું. એ પ્રમાણે શિવાજીએ

સ્થાપેલ મરેઠી રાજ્ય સતારામાં ૧૮૫ વર્ષ ચાલ્યું ને બીજી શાખા કોલ્હાપુરમાં હજી છે.

## પેશ્વાનું સ્વતંત્ર થવું.

બાલાજી વિશ્વનાથ—શિવાજીએ રાજ્ય વ્યવસ્થા કરી જે આઠ પ્રધાનો નીમ્યા તેમાં સર્વના ઉપરી પેશ્વા હતા. પેશ્વાએ શાહુના વખતમાં પોતાની સત્તા ઘણી વધારી ને પોતે કરતા હરતા થયા. મરેઠાઓ અજાણ હતા તેથી હિસાબ કિતાબ તથા લખાણ વિગેરેના કામમાં પેશ્વા વિના ચાલે તેમ નહોતું. આ પેશ્વા પ્રથમ તલાટીનું કામ કરતા પણ પોતાની બહાદુરી વડે પેશ્વાઇ મેળવીને પોતાના રાજાના ઘણા માણસોને નોકરીમાં રાખી બ્રાહ્મણ બળ વધાર્યું. વળી આ વખતે દિલ્હીના પાદશાહો પણ નબળા થયા હતા. તેથી ઉત્તરમાં ચારે તરફ લૂટફાટ ચાલતી હતી જ્યારે સૈયદ હુસેનથી બંદોબસ્ત ન થયો ત્યારે તેણે બાલાજીની મદદ માગી તેથી તે ઘણું લશ્કર લઇ ત્યાં ગયો ને તેના બદલામાં દક્ષિણની ચોથ તથા સરદેશ મુખી લેવાને કરાર કરાવી લીધો ને બીજા પ્રાંતમાં પણ ચોથ લેવા માંડી એ વાત આગળ આવી ગઈ છે. આ પ્રમાણે મરેઠી સત્તા વધારી બાલાજી ઈ. સ. ૧૭૨૦ માં મરણ પામ્યો. આ વખતે લશ્કરનો સેનાપતિ ખંડેરાવ દાભાડે હતો. તેના હાથ નીચે દામાજીરાવ ગાયકવાડ સરદાર હતો. તેના કામથી રાજી થઇ ખંડેરાવે શાહુ રાજા પાસેથી તેને સેનાપતિથી ઉતરતા દરજ્જાની સેના ખાસખેલની જગા અપાવી.

બાજીરાવ—બાલાજીને બે પુત્રો હતા. (૧) બાજીરાવ, (૨)

શ્રીમનાજી, તેમાં મોટા બાજીરાવને શાહુએ પેશ્વા કર્યો. સેનાપતિની જગ્યા ખંડેરાવના પુત્ર ત્ર્યંબકરાવને અને સેના ખાસખેલની જગ્યા દામાજીના ભત્રીજા પીલાજીને આપી.

આ બાજીરાવ બહુ બહાદુર હતો. તેણે શિવાજી મહારાજાની ધારણા પાર પાડવા સભા ભરી તેમાં એક પક્ષનો એવો મત પડયો કે પ્રથમ મોગલોના સરદારોનો નાશ કરી પછી મોગલ સામે બાથ ભીડવી ને બીજી તરફનાનો એવો મત પડયો કે પ્રથમ મોગલ રાજ્યનો નાશ કરવો એટલે તેની શાખાઓ આપોઆપ ખરી પડશે એ વિચારનો બાજીરાવ હતો તેણે સભા વચ્ચે ઉભા થઇ કહ્યું કે કે વૃક્ષ થડમૂળથી નાશ પામશે તો ડાળાં પાંદડાં એની મેળે ખરી પડશે, તે મોગલાઇ રાજ્ય હિંદમાંથી કાઢવાની જે શિવાજીની ધારણા છે. તે પાર પડશે. આ વિચારથી શાહુરાજા ખુશી થઇ ગયો ને કહ્યું કે " શાબાશ ! પ્રતાપી પિતાના પુત્ર શાબાશ તું તારો ભગવો ઝુંડો હિમાલયની પેલી મેર લગી ઉડાડશે. "

**મરેઠી રાજ્યનો વધારો**—રાજાની મંજુરી મેળવી બાજીરાવે મરેઠી રાજ્ય વધારવા વ્યવસ્થા કરવા માંડી પ્રથમ ગુજરાત ૧૭૭૪ માં જીત્યું. દક્ષિણમાં નિઝામઉલમુલ્ક બાજીરાવનો સામાવાળીઓ હતો તેનામાં પેશ્વાનું બળ અટકાવાય તેટલી શક્તિ નહોતી તેથી પ્રથમ કોલ્હાપુર ને સતારા એ બે શાખા વાળાને અરસપરસ લડાવી મારવા ધાર્યું પણ બાજીરાવે કોલ્હાપુરવાળાને હરાવી શાંત કર્યાં. પછી નીઝામે પેશ્વા સામે મરેઠાને ઉશ્કેરી મદદ કરવાનું લખ્યું. તે વિચાર બાજીરાવના જાણવામાં આવતાં તેણે ખંડેરાવને મારી તેના

પુત્ર ત્રંબકરાવને દામાજી ગાયકવાડની દેખરેખ નીચે રાખ્યો એ જાણી નિજામનું સૈન્ય અટકી ગયું..હવે બાજીરાવ લશ્કર લઇ ઉત્તરમાં ચાલ્યો. પાદશાહે ડરી જઇ નિજામની મદદ માગી તેથી નિજામ લશ્કર લઇ આવતો હતો તેને બાજીરાવે ભોપાળ પાસે હરાવ્યો તેથી તેણે માળવા તથા નર્મદા; અને ચંબળ વચ્ચેનો મુલક તથા ૫૦ લાખ રૂપિઆ બાજીરાવને આપવા માટે પાદશાહ પાસે જવાનું કહ્યું પણ એવામાં નાદીરશાહે આવવાથી બહુ જુલમ થયો તેથી તે કરાર બાજીરાવના મરણ પર્યંત અમલમાં આવ્યો નહિ. બીજી તરફ ચીમનાજીએ પોર્તુગીઝો પાસેથી વસાઇ જીતી કોકણમાં સત્તા બેસાડી ને રાઘોજી ભોંસલેએ કટક સુધી લુટ ચલાવી તે ચોથ તથા સરદેશ મુખી ઉઘરાવવા માંડી બાજીરાવ ઇ. સ. ૧૭૪૦ માં મરણ પામ્યો.

બાજીરાવના ગુણ—બાજીરાવ ભણેલો, સમર્થ બુદ્ધિવાન, શૂરો, ચતુર, સ્વદેશાભિમાની, નિષ્પક્ષપાતિ, કદરદાન, વહેમરહિત ને સ્વભાવે સાદો હતો. તે સરદારોની સારી કદર કરતો ને લાયક સરદારોના કામની પરીક્ષા કરી લઇ ઉંચી પદવીએ ચઢાવતો એવી રીતે ચઢેલા સરદારોમાં વરાડમાં રાઘોજી ભોંસલે, ગ્વાલીઅરમાં રાણોજી, ઇંદોરમાં મલ્હારરાવ, ધારમાં આનંદરાવ પવાર, વડોદરામાં પીલાજીનો પુત્ર દામાજી ગાયકવાડ, અને અક્કલકોટમાં ફતેસિંહ ભોંસલે મુખ્ય હતા. એ બધા સરદારો પોતાની જાગીરોમાં રહી યોગ્ય પ્રસંગે બાજીરાવની મદદે આવતા. એણે પોતાની બહાદુરી વડે મરેઠી રાજ્ય ઘણું વધાર્યું પણ તેનો બંદોબસ્ત રાખી શિવાજીની પેઠે ઇન્સાફ આપી શક્યો નહિ. એથી એની કીર્તિને જરા

આંખ લાગી. મરેઠામાં શિવાજીને બ્રાહ્મણોમાં બાજીરાવ પેશ્વા બહાદુર પુરૂષો હતા.

બાલાજી—બાલાજીરાવને બે પુત્રો હતા. (૧) બાલાજી (૨) રઘુનાથરાવ રાઘોબા. બાલાજીને પેશ્વાઇ મળવામાં રાઘોબા તથા કેટલાક સરદારો આડે આવ્યા પણ તેમનું કાંઇ ચાલ્યું નહિ બાલાજી દક્ષિણમાં શાન્તિ કરી નિઝામે આગળ બાજીરાવ સાથે ભોપાળ મુકામે જે કરાર કર્યાં હતા. તે મંજુર કરાવવા ઉત્તરમાં ચઢયો પાદશાહે તે કરાર મંજુર કર્યો, એવામાં રાઘોજી ભોસલેએ બંગાળા ઉપર સ્વારી કરી તેથી ત્યાંના નવાબ અલીવર્દીખાને પાદશાહની મદદ માગી પાદશાહે પોતાની તરફથી બાલાજીપેશ્વાને મોકલ્યો તે વખતે અંગ્રેજોએ ભોંસલેથી ડરી જઇને કલકત્તાની આસપાસ ખાઇ ખોદાવી બંગાળે જઇ બાલાજીએ તે મરેઠાખાડીના નામથી ઓળખાય છે. રાઘોજીને નસાડી મૂકયો ને પછી સતારે આવ્યો ૧૭૪૮ તે વખતે શાહુરાજા મરણ પામવાથી મરેઠા બાહ્મણો સામા થયા તેથી બાલાજીએ રાઘોબાને બહાર તથા બંગાળા પ્રાંતની ચોથ લેવાનું કહી મેળવી લીધો તેથી બધું શાંત થયું. રાઘોબાએ કટક પ્રાંત જીતી લઇ બંગાળાના નવાબ પાસેથી દર વરસે ૧૨ લાખ રૂપિઆ લેવા ઠરાવ્યા.

પેશ્વા રાજાથી સ્વતંત્ર થાય છે—બાલાજીએ સામા પક્ષવાળાને તોડી પોતાનો પક્ષ મજબુત કર્યો તેથી હવે ડરવાનું કોઇ કારણ ન રહ્યું તેથી તેણે પોતાની ગાદી પુનામાં સ્થાપી ને સતારામાં મરેઠા રહ્યા.

---

## પેશ્વાઇનો મધ્યાન.

**નિજામ સાથે લડાઇ**—સને ૧૭૫૨ માં નિઝામની ગાદીએ સલાબતજંગ આવ્યો. બુસી નામના ફ્રેંચ સરદારને લઇ પેશ્વા ઉપર હલ્લો કર્યો. પણ તેના રાજ્યમાં પાછળથી રાઘોજી ચઢી આવ્યાથી નીજામ સલાહ કરી પાછો આવ્યો.

**પેશ્વાઇનો વધારો**—આ વખતે પેશ્વાઇ સત્તા પૂર્ણ કળાએ દીપી રહી હતી કેમકે પેશ્વાએ પોતે કર્ણાટકના નવાબ પાસેથી તથા મહીસુરના રાજા પાસેથી પોતાની જીત મેળવી ખંડણી લીધી તથા દામાજી ગાયકવાડે અમદાવાદ જીતી ગુજરાતનો કબજો કર્યો ને રાઘોબા જબરૂં સૈન્ય લઇ ઉત્તરમાં ગયો ને દિલ્લીમાંથી તથા પંજાબમાંથી અહમદ દુરાનીના બેસાડેલાં થાણાં કાઢી મૂકયાં ને દક્ષિણમાં ચીમનાજી આપાએ નીજામને હરાવી પુષ્કળ ધન મેળવી નગરો કર્યો એ પ્રમાણે સર્વ જગોએ જીતો કરી બાજીરાવની ધારણા પૂર્ણ કરી.

**પાણીપતનું યુદ્ધ**—પેશ્વાએ અહમદદુરાનીનો પંજાબપ્રાંત લીધો તેથી તેનું વેર વાળવા દુરાની આવ્યો. આ લડાઇ પેશ્વાને દુરાની વચ્ચે થઇ તે હિંદુ મુસલમાનની લડાઇ કહેવાય છે, કારણ તેમાં તમામ હિંદુ પેશ્વા તરફ ને તમામ મુસલમાનો દુરાનીની તરફ હતા.

( અ ) **પેશ્વાપક્ષ**—પેશ્વા પાસે ૧૫૦૦૦ નું કવાયતી લશ્કર ઇબ્રાહીમ ગારદીની સરદારી તળે હતું તે સિવાય ૨૦૦ તોપો ૫૫ હજાર સવાર બે લાખ લુંટારા તથા નોકરો, હોલકર, સીંધીયા, ગાયકવાડ રજપૂતરાજા તથા જાટોનો રાજા સુરજમલ પોતપોતાનું લશ્કર લઇ આવ્યા હતા.

( ચ ) મુસલમાન પક્ષ—અહમદ શાહ પાસે ૪૬૮૦૦ સ્વાર ૩૮૦૦૦ પાયદલ ૭૦ તોપો તથા નજીબુદવલા અને અયોધ્યાનો નવાબ પોતપોતાનું સૈન્ય લઈને આવ્યા હતા.

( છ ) લડાઈ કેમ કરવી—મરેઠી સૈન્યનો ઉપરી સદાશીવ ભાઉ હતો, તે અવિચારી તથા એક બે ઠેકાણે જીતો મેળવી ઉન્મત્ત થઈ ગયો હતો. પણ તે સંધોગા જેવો ઠરેલ ને અનુભવી નહોતો ભાઉએ એવો વિચાર આપ્યો કે દુરાની સામે ઉભો રહી લડાઈ કરવી. તે વિચાર સુરજમલને તથા કેટલાક મરેઠાઓને ગમ્યો નહિ તેમણે એવું કહ્યું કે શિવાજી મહારાજની પેઠે નાસતે ભાગતે લડી દુરાનીને કનડવો ને તેને ઘાસ દાણાની તંગી પાડી દેવી, બેશક તે વિચાર ઘણોજ ઉત્તમ હતો. પણ અવિચારી ભાઉએ માન્યું નહિ તેથી કંટાળી જઈ કેટલાક સરદારો જુદા પડી ચાલ્યા ગયા.

( જ ) પરિણામ—હવે ઉપર પ્રમાણે ભાઉએ પોતાનો વિ- ચાર કાયમ રાખી પાણીપતના યુદ્ધમાં કે જ્યાં આગળ પાંડવ કૌ- રવને લડાઈ થઈ હતી તથાં જ્યાં પરદેશીઓની થોડા સૈન્યે પણ જીતો થઈ હતી. તથા જે રણક્ષેત્ર દેશીઓનુંજ લોહી પી તૃપ્ત થયું છે તેમાં દારૂણ યુદ્ધ ચાલ્યું તેમાં મરેઠાઓની હાર થઈ ને મુસ- લમાનો વિજયશાળી થયા. મરેઠાઓમાં પેશ્વાનો દીકરો વિશ્વાસરાવ સદાશિવરાવ, તથા ઈબ્રાહીમખાં ને તેનું કવાયતી લશ્કર મળી કુલ બે લાખ માણસ મરણ પામ્યાં. તેથી આખા મહારાષ્ટ્ર દેશમાં ઘેર ઘેર મોકાણો મંડાણી. હાય હાય હવે શું થશે ! એ વિચારમાં પેશ્વા બાલાજી મરણ પામ્યો. તે બહાદુર, પહોંચેલો પણ રંડીબાજ ને આળસુ હતો.

જેવી ઇ. સ. ૧૭૪૮ ની સાલ હિંદમાં અસરકારક વરતાણી છે, તેવીજ ઇ. સ. ૧૭૬૧ ની આ સાલ પણ અસરકારક ગણાઇ ગઇ છે. આ સાલમાં મરેઠા હાર્યાં, અંગ્રેજ ને ફ્રેંચ લડયા તેમાં ફ્રેંચ હાર્યાં, સલાબતજંગને મારી નિજામઅલ્લી ગાદીએ બેઠો ને મહીસુરમાં હૈદરઅલી પાદશાહ થયો.

**માધવરાવ**—બાલાજીના મરણ વખતે તેને માધવરાવ તથા નારણરાવ એ બે દીકરા હતા તેમાં મોટો માધવરાવ ૧૭ વર્ષની ઉમરનો હોવાથી તેનો કાકો રાઘોબા કારભાર કરતો. તે માધવરાવને ન ગમ્યું તેથી તેણે સ્વતંત્ર થવાનું ધાર્યું તેથી રાજ્યમાં કુસંપ પેઠો. તેનો લાભ લઇ નિજામે પુના ઉપર ચડાઇ કરી પુના લીધું પણ ફરી મરેઠા એક સંપ થયા ને નિજામ ઉપર ચડાઇ કરી વેર લીધું. તે વખતે હૈદરઅલીએ પણ પેશ્વા ઉપર સ્વારી કરી. પણ સંપ હોવાથી તે હાર્યો ને ૩૨ લાખ રૂપિઆ ખંડણીના લીધા બાદ છોડયો. ઇ. સ. ૧૭૬૪.

**મરેઠી સરદારો**—માધવરાવ નાનો હોવાથી મરેઠાઓએ બ્રાહ્મણ સત્તા તોડવા પ્રયત્ન કર્યો, તેમાં આગેવાન જાનોજી ભોંસલે હતો તેને માધવરાવે હરાવ્યા ને તેમનું બળ તોડયું. રાઘોબાએ પોતાની સ્ત્રી આનંદીબાઇની શીખવણીથી અર્ધ રાજ્ય માગ્યું. પણ પેશ્વાએ તેને હરાવ્યો. ને કેદ કર્યો. રાણોજીનો પુત્ર જંકોજી પાણીપતના યુદ્ધમાં મરાયાથી પેશ્વાએ ત્યાં મહાદજી સીંધીયાને નીમ્યો. ને મલ્હારરાવ હોલકર તથા તેનો પુત્ર મરણ પામવાથી મલ્હારરાવના પૌત્રને નીમ્યો. તે પણ થોડી મુદતમાં મરણ પામવાથી ત્યાં અહલ્યાબાઇ હકદાર થઇ હતી. તેણે તુકોજીને દત્તક લઇ રાજ્યકા-

રબ્બાર ચલાવવા માંડયો. ગાયકવાડ તો એક તરફ ન ભળતાં ગુજરાતમાં બંદોબસ્ત રાખી રહી પેશ્વાને નિયમસર ખંડણી મોકલી દેતા હતા. આ પ્રમાણે માધવરાવે ચપળતા, ચતુરાઇ ને બુદ્ધ કૌશલ્યથી સરદારોને વશ કરી તેમના ઉપર દાબ બેસાડયો.

**અહલ્યાબાઇ**—આ બાઇ બાળવિધવા હોવા છતાં સદા પવિત્ર રહી ધર્મધ્યાન કરતી. ને પોતાની પ્રજાનું સંરક્ષણ પુત્ર પ્રમાણે કરતી વળી તે ભણેલી, બુદ્ધિશાળી, દયાળુ, સદ્ગુણી ને હિંમતવાન હતી. એવા ગુણોને લીધે તેની રાજધાની ઇંદોર જે એક નાનું ગામડું હતું તેને તેણે આબાદ શહેર બનાવ્યું હતું. તેથી ત્યાંની પ્રજા આજે પણ તેને પવિત્ર દેવી તરીકે પૂજે છે. તેણે પસંદ કરેલ તુકાજી પણ લડાઇમાં અનુભવી ને બહાદુર સેનાપતિ હતો.

**મરેઠાની પુનઃ પૂર્ણ કળા**—માધવરાવે પોતાના સરદારોને શાન્ત કરી ઉત્તર હિંદમાંથી મરેઠાની ગએલી આબરૂ મેળવવા પ્રયત્ન કર્યો. તેણે પોતાના સરદાર વિસાજી કૃષ્ણને લશ્કર આપી ઉત્તરમાં મોકલ્યો, ને તેની મદદે સીંધીઆ તથા હોલકરને જવા હુકમ કર્યો. તેમણે રજપુત તથા જાટ પાસેથી ખંડણી લીધી. રોહીલાનો મુલક ઉજાડ કર્યો. દિલ્હી ને આગ્રા જીતી શાહઆલમને પોતાને આશરે લીધો. એમ ઉત્તરમાં આબરૂ મેળવી. એવામાં હૈદર બીજીવાર ચઢી આવ્યો. તેને હરાવી મન માનતી શરતો કબુલ કરાવી. એ પ્રમાણે ઇ. સ. ૧૭૭૧ માં માધવરાવ નાબુદ થયેલી પેશ્વાઇને સજીવન કરી મરણ પામ્યો.

**માધવરાવના ગુણ**—માધવરાવ બાજીરાવ જેવો કદરદાન હતો સરદારોને વશ રાખતો જે વશ ન થાય તેને યોગ્ય શિક્ષા કરતો. વળી પ્રજાને ન્યાય આપવામાં કુશળ હતો. તેણે કેટલાક વેરા તથા થતા જુલમો અટકાવ્યા હતા. તે યુદ્ધમાં ચતુર, શૂરો અને કુશળ હોવાથી મરેઠી રાજ્યને તારી શકયા. તે વધારે વખત જીવ્યો હોત તો કદાચ શિવાજીની પેઠે મરેઠી રાજ્ય વધારે મજબુત કરી શકત ખરો. તેના વખતમાં રામશાસ્ત્રી ન્યાયાધીશ ત્ર્યંબકમામા ને હરીપંત સરદારો તથા સખારામબાપુને નાનાફડનવીસ જેવા બાહોશ કારભારીઓ હતા.

---

## પેશ્વાઇનો અંત.

**નારણરાવ**—માધવરાવ મુઆ પછી વળી રાજ્યમાં કુસંપ પેઠો. માધવરાવને પુત્ર ન હોવાથી તેનો ભાઇ નારણરાવ બેઠો. આ વખતે વળી પ્રથમની માફક આનંદીબાઇની શીખવણીથી તેના કાકા રાઘોબાએ રાજ્ય માગ્યું પણ આ પેશ્વા નબળો હોવાથી રાઘોબાએ તેનો ઘાત કરાવ્યો ને પોતે ગાદીપતિ થયો.

**રાઘોબા**—નારણરાવનું ખુન કરવામાં રાઘોબા સામેલ છે એમ ગણી રામશાસ્ત્રી વગેરે કારભારીઓને સરદારો વિરૂદ્ધ થયા. તેનો લાભ લઇ નિજામઅલ્લી ચઢી આવ્યો પણ રાઘોબાએ તેને હરાવ્યો.

**માધવરાવ નારાયણ**—રાઘોબા નિજામઅલ્લીની સાથે લ‍ઢવા ગયેલો હતો એવામાં નારણરાવની સ્ત્રીને પુત્ર અવતર્યો. તેનું નામ

માધવરાવ પાડી ગાદીએ બેસાડયો ને નાનાફડનવીશની આગેવાની નીચે એક મંડળ બાંધી કારભાર ચલાવવા માંડયો. ઈ. સ. ૧૭૭૪ રાઘોબા ઉપર તમામ મરેઠા ક્રોધે ભરાયલા હોવાથી તેના પક્ષમાં કોઈ ન ગયું તેથી તે સુરત નાશી ગયો.

**સુરતની સંધી**—રાઘોબાએ સુરત જઇ અંગ્રેજોને કહ્યું કે જો મને રાજ્ય મેળવી આપવામાં મદદ કરો તો હું તમને વસાઈ ને સાષ્ટી તથા લડાઇના ખર્ચ બદલ ભરૂચની આસપાસનો મુલક આપું. આ વેળા અંગ્રેજોના હાથમાં એકલું મુંબઇ હોવાથી તેમને આ વાત બહુજ ગમી ને તે કબુલ કરી સંધી કરી ઇ. સ. ૧૭૭૫.

**પુરંધરની સંધી**—સુરત સંધી મુંબઇના ગવર્નરે કલકત્તાના પોતાના ઉપરી ગવર્નર જનરલને પૂછયા વિના કરી તેથી તે કલકત્તાવાળે નામંજુર કરીને પેશ્વાના કારબારી મંડળની સાથે પુરંધર મુકામે કલકત્તાના ગવર્નર જનરલે સંધી કરી તેમાં ફક્ત સાષ્ટી બેટ એકલો અંગ્રેજને આપવાનો ઠરાવ હતો તેથી ઇંગ્લાંડની કંપનીના ડીરેકટરોએ કલકત્તાવાળાની સંધી નામંજુર કરીને સુરતની સંધી મંજુર રાખી.

**મરેઠા સાથે પહેલું યુદ્ધ**—આ વખતે યુરોપમાં ફ્રેંચ ને ઇંગ્રેજ વચ્ચે લડાઇ ઉઠવાનો સંભવ જણાયાથી નાનાફડનવીશે ફ્રેંચ નાયકો રાખી મરેઠી લસ્કર કેળવવા માંડયું. કંપનીના ડીરેકટરોની મંજુરી આવવાથી સુરતની સંધી કબુલ રાખી મુંબઈનું લશ્કર રાઘોબાને ગાદી આપવા ગયું. તેણે ઉતાવળ કરી કલકત્તાના

લશ્કરની વાટ ન જોઇ ને એકલું લડવા મંડી ગયું. તેથી મરેઠી લશ્કરે તેને હરાવી પાછું હઠાવ્યું. તેથી વડગામ મુકામે એવી સંધી થઇ કે અંગ્રેજે લીધેલો મુલક પાછો આપવો, ભરૂચ સીંધીઆને આપવું, ને કલકત્તાના લશ્કરે અહીંજ આવવું. એ શરતો અમલમાં આવતાં સુધી બે અમલદારોને કબજામાં રાખવા.

**લડાઇની પુનઃ શરૂઆત**—વડગામની સંધી મનમાનતી ન થવાથી અંગ્રેજોએ કહ્યું કે સંધી કરનાર અધિકારીઓને સંધી કરવાનો હક નથી માટે તે સંધી નામંજુર છે. વળી આ વખતે મરેઠા નિજામ ને હૈદરઅલી એક મત થઇ અંગ્રેજોને કાઢવાની પેરવાઇ કરતા હતા. તેથી કલકત્તાવાળા લશ્કરને પાછું ન વળતાં અહીં બોલાવી લીધું તેનો ઉપરી જનરલ ગાર્ડ હતો. તેણે ઇ. સ. ૧૭૮૦ માં અહીં આવી અમદાવાદ લીધું ને જબરી લડાઇઓ ચાલી. કેટલીકવાર બન્ને પક્ષની હાર જીત થયા પછી છેવટે ૧૭૮૨ માં સાલબાઇ મુકામે સલાહ થઇ તેમાં એવું ઠર્યું કે રાઘોબાએ દરસાલ ત્રણ લાખ રૂપિઆ લઇ કોપર ગામમાં રહેવું. સાષ્ટી સિવાય બીજો ભાગ અંગ્રેજોએ છોડી દેવો. ભરૂચ સિંધીઆને આપવું ને મરેઠાએ અંગ્રેજ સિવાય બીજી યુરોપી પ્રજાને નોકરી ન આપવી.

**રાઘોબા**—તે દુર્ગુણી પણ રાજ્ય લોભી ને સ્ત્રીના મત પ્રમાણે ચાલનાર હોવાથી મરાઠી રાજ્યમાં કલેશ ઉત્પન્ન થયો, આ વખતે મરેઠી સરદારોને કોઇ કબજે રાખનાર નહિ હોવાથી બધા સ્વતંત્રપણે વર્ત્તવા લાગ્યા. રાઘોબા ૧૭૮૩ માં મરણ પામ્યો.

**મહાદજી સીંધીયા**—સાલબાઈની સંધીમાં એ વચ્ચે હોવાથી તેની મહત્તા વધી. તે મહત્તા તોડવા હોલકર ઊઠ્યો ને બન્ને વચ્ચે અજમેર પાસે યુદ્ધ થયું. તેમાં હોલકર હાર્યો. તેથી રજપુસ્તાનમાંથી સંધિયાએ ખંડણી લીધી ને ધોળપુરના રાણા પાસેથી ગ્વાલીએર જીતી લીધું. વળી ફ્રેંચ સરદારને રાખી લશ્કર કેળવવા માંડ્યું. ને બુંદેલખંડ લીધો. તથા દિલ્હીના આંધળા શાહને પોતાના આશ્રયમાં લીધો ને ગુલામ કાદરને હરાવી દિલ્હી લીધું. તે વખતે પેશ્વાએ તથા નીજામે મળી હૈદરના પુત્ર ટીપુને હરાવી ૪૫ લાખ રૂપિયા લીધા. મહાદજી ચતુર, શુરો ને બ્રાહ્મણોની સત્તાને ધીક્કારનારો હતો. તે ઈ. સ. ૧૭૯૪ માં મરણ પામ્યાથી તેનો ભત્રિજો દોલતરાવ બેઠો. તે પછી બીજે વરસે અહલ્યાબાઈ મરણ પામી.

**ખરડાની લડાઇ**—ઉદગીરની લડાઈમાં થએલી સંધી પ્રમાણે નીજામ વર્ત્યો નહિ તેથી નાનાફડનવીશે તેના ઉપર સ્વારી કરી. ને પોતાની મદદે દોલતરાવ સીંધીયા, તુકાજી હોલકર, ગોવીંદરાવ ગાયકવાડ વગેરે સરદારોને બોલાવ્યા. તેઓએ એક સંપ થઈ નિજામને હરાવ્યો. ને ત્રણ કરોડ રૂપિયા તથા કેટલોક મુલક લઈ સંધી કરી. મરેઠાનો આ છેલ્લો જય હતો. તે પછી કોઈ મરેઠી સરદારો ભેગા થયા નથી. તથા વળી રામશાસ્ત્રી, ત્રંબકરાય મામા વગેરે ચતુર પુરૂષોની ખોટ આવવાથી તથા મરેઠી સરદારો પોતપોતાની ચડતી કરવા માંહોમાંહે લડી નબળા પડવાથી મરેઠી રાજ્યની પડતી થઈ.

**નાનાફડનવીશ**—આ રાજ્ય નીતિજ્ઞ લાંબી ડોકવાળો ચતુર પુરૂષ મરેઠી રાજ્યની પડતી જલદી થતી અટકાવવા બહુ મહેનત

કરતો. તેણે પોતાના મરણ પર્યંત મરેઠી રાજ્યનું ઐકય અને સ્વતંત્રતા સાચવી, પડતી થવા દીધી નથી.

**સવાઇ માધવરાવનો આપઘાત**—એને નાનો માધવરાવ કહે છે તે ૨૧ વરસનો થયો, પણ તેને નાનાએ સ્વતંત્રતા આપી નહિ. તથા રાઘોબાના દીકરા બાજીરાવ તથા ચીમનાજીને અહમદનગરમાંથી છોડી પોતાની પાસે રાખવા નાનાએ ના પાડી તેથી તેણે અગાસીએથી પડતું મુકી આપઘાત કર્યો. ઇ. સ. ૧૭૯૫.

**બાજીરાવ બીજો**—આ બાજીરાવ બાયલો, ઉતાવળીઓ ને અવિચારી હતો. ને તેનામાં પેશ્વાઇ જાળવવાના ગુણ નહોતા. તેથી નાનાફડનવીશ સવાઇ માધવરાવ સાથે તેને મળવા દીધો નહિ. તેથી તેને પેશ્વાઇ ન મળવા નાનો વચ્ચે પડયો. પણ દોલતરાવ સિંધીઆએ તેને બેસાડી પેશ્વાઇ આપી. ઇ. સ. ૧૭૯૬.

**નાનાફડનવીશનું મરણ**—બાજીરાવે નાનાથી તથા સીંધીયાથી છુટવા બન્નેને લડાવ્યા તેમાં નાનો હાર્યો ને અહમદનગરમાં કેદ પકડાયો તેથી સીંધીયાએ પોતાના સાસરાને કારભાર સોંપ્યો પણ બાજીરાવને તે ન ગમવાથી ફરી નાનાને છોડી પેશ્વાઇ આપી. નાનો જીવતાં સુધી મરેઠી સરદારો પર અંકુશ રહ્યો હતો. તે ૧૮૦૦ માં મરણ પામવાથી ગયો.

**વસાઇની સંધી**—નાનાના મરણ પછી દોલતરાવ તથા જશવંતરાવ લડી મુઆ. પેશ્વા સીંધીઆની તરફેણમાં હોવાથી જશવંતરાવે પુના લીધું, ને ત્યાં બાજીરાવના ભત્રીજાને પેશ્વા નીમ્યો. આથી બાજીરાવ નાસી મુંબાઇ સરકાર પાસે ગયો ને સંધી કરી

કે ગાદી મને અપાવો તો પુનામાં અંગ્રેજી લશ્કર રાખી ૨૬ લાખ રૂપિયા ખર્ચ પેટે આપું. તથા સતારા ઉપરથી હક ઉઠાવી લઉં ને અંગ્રેજના શત્રુને નોકર ન રાખું. નિજામ તથા ગાયકવાડના વાંધા તમારે પતાવવાનો હક આપું.

**મરેઠી બીજું યુદ્ધ**—બાજીરાવે વસાઇની સંધી કરી તે મરેઠી સરદારોને ગમી નહિ. કેમકે તેમાં બાજીરાવની પરતંત્રતા થાય. તેથી તેઓ એટલે સીંધીયા, ભોસલે, હોલકર અંગ્રેજ સામા થયા. પણ અંતે અંગ્રેજ જીત્યા.

**મરેઠી ત્રીજો વિગ્રહ**—બાજીરાવ વસાઈની સંધીથી નાખુશ થઈ અંગ્રેજની તાબેદારીમાંથી છૂટવા યુકિત કરતો હતો. તેથી આ છેલ્લું યુદ્ધ ૧૮૧૮ માં થયું તેમાં બાજીરાવ હાર્યો તેથી પુના ખાલસા કર્યું. ને બાજીરાવને દરસાલ આઠ લાખનું વર્ષાસન બાંધી આપી બીઠુરમાં રાખ્યો. આ વર્ષાસન બંધ થવાથી ઇ. સ. ૧૮૫૭ના બળવામાં તેનો દીકરો નાના સાહેબ આગેવાન થયો પણ હારી નાસી ગયો.

---

## બ્રિટિશ રાજ્ય.

### યુરોપી પ્રજાનું હિંદમાં વેપાર અર્થે આવવું.

**હિંદમાં આવવાના જળ માર્ગની શોધ**—પંદરમા સૈકાની આખર સુધીમાં હિંદનો માલ અરબસ્તાન તુર્કસ્તાન તથા મીસરના વેપારીઓ લઇ જતા. ત્યાંથી ઇટાલી તથા ગ્રીકવાળા ખરીદી યુરોપમાં લઈ જતા. પણ તે માલ બહુ મોંઘો પડતો. તેથી યુરો-

પના બીજા દેશો અહીં આવવા જળ માર્ગ શોધવા લાગ્યા, કેમકે જમીન માર્ગ વિકટ ને અઘરો હતો. આ શોધમાં સ્પેન અને પોર્ટુગાલે પ્રથમ મથન કર્યું. પોર્ટુગાલનો રાજા સરકારી વહાણો આપીને મોટા મોટા નાવિકોને માર્ગ શોધવા મોકલતો. એવામાં એકવાર કોલંબસે સ્પેનના રાજાને ભરતખંડમાં જવાનો ટુંકો માર્ગ શોધી આપવાનું કહ્યું તેથી તેને મોકલ્યો તેણે આટલાંટિક ઓળંગી ઇ. સ. ૧૪૯૨ મા અમેરિકા ખંડ શોધ્યો. સ્પેનને આથી બહુ લાભ થયો. તેથી ઈગ્લાંડના રાજાએ અમેરીકાની ઉત્તરે થઇ ભરતખંડનો જળમાર્ગ શોધવા હડસન, ડેવીઝન વગેરેને મોકલ્યા. પણ કાંઇ વળ્યું નહિ. ત્યાર પછી સરહ્યું નામે અંગ્રેજ બહેરીંગની સામુદ્રધુનીને રસ્તે થઇ માર્ગ શોધવા ચાલ્યો પણ ઠંડીને લીધે મરણ પામ્યો. હોલાંડવાળા પણ કમાણી પ્રાપ્ત કરવા યુરોપને એશિઆની ઉત્તરમાં આવવા લાગ્યા. પણ નાઉમેદ થયા.

**હિંદમાં પ્રથમ પોર્ટુગીઝ આવ્યા**—વાસ્કોડીગામા નામે પોર્ટુગીઝનો સરદાર કેપઓફ ગુડહોપ પાસે થઇ હિંદના કાલીકટ બંદરે પ્રથમ ઇ. સ. ૧૪૯૮ માં આવ્યો. તે વખતે કાલીકટમાં મુર ને આરબ લોકો રહેતા હતા તેઓએ આ પોર્ટુગીઝોને કાઢવા બહુ યુકિત કરી, પણ ગામાએ ત્યાંના ઝામોરીનને મેળવી લઇ તેમનું કાંઇ ચાલવા ન દીધુ ને હિંદી માલનું વહાણોનો કાફલો લઇને કોચીન તથા કાનાનોરના રાજાને મળી પુષ્કળ માલ લઇ ગયો.

**પોર્ટુગીઝનું રાજ્ય**—પોર્ટુગીઝના રાજાને વેપાર સાથે રાજ્ય લોભ પણ થયો. તેથી તેમણે આલ્બુકર્કને ગવર્નર ઠરાવી મોકલ્યો. પ્રથમ આવનાર પોર્ટુગીઝો લૂંટારા હોય તેમણે આખા

જોઇ હતી તેથી શરૂઆતમાં હિંદી રાજાઓએ આલ્બુકર્કને બહુ એ કરી, પણ પોતાના બાહુબળે અડચણ ખસેડી તેણે રાજાની પ્રીતિ સંપાદન કરી ને પ્રથમ ગોવા જીતી ત્યાં રાજધાની કરી. પછી દીવ દમણ પણ લીધાં. ઇરાનમાં હોર્મઝ બેટ લીધો ને શિયામ જીતી મલાકાના બેટમાં પણ વેપાર શરૂ કર્યો. તે પ્રમાણે આલ્બુકર્કે હિંદના પશ્ચિમકાંઠા ઉપર સત્તા બેસારીને ઇ. સ. ૧૫૧૫ માં ગોવામાં મરણ પામ્યો. પોર્ટુગીઝ પ્રજાએ હિંદીમહાસાગરમાં સો વરસ સુધી એકલે હાથે વેપાર ખેડયો.

**પોર્ટુગીઝોની પડતી**—પોર્ટુગીઝો ધર્માંધ હોઇ મૂર્તિપૂજક હિંદુઓને ધિક્કારતા હતા. વળી જીતેલી પ્રજા ઉપર પ્રીતિ ન રાખતાં ક્રૂરતા વાપરતા. તેથી હિંદી પ્રજા તેમના ઉપર નારાજ થઇ. વળી એ વખતે નૌકા યુદ્ધમાં તેમના કરતાં વધારે ચઢીઆતા ડચ, ફ્રેંચ અને અંગ્રેજો આવવા લાગ્યા, તેમની સાથે લડાઇઓ થઇ તેમાં પોર્ટુગીઝો હાર્યા ને વેપાર પડી ભાગ્યો. ફક્ત દીવ, દમણ ને ગોવા એ ત્રણે ગામ આજે તેમના તાબામાં છે.

**વલંદા લોક વેપાર કરવા આવે છે**—પોર્ટુગીઝો પોતાનો માલ હોલાંડના બંદરે વલંદાને આપતા, ને તે વલંદા વેપારી યુરોપમાં દેતા તેમાં પોર્ટુગાલને બહુ કમાણી થતી તે જોઇ વલંદાએ હીંદી માલ ખરીદવાને કાર્નીલીયસ હૌટમાનને મોકલ્યો. તે સુમાત્રાના બંતામ બંદરે આવ્યો. તે પછી વલંદાની બીજી ઘણી કંપનીઓ થઇ પણ તે બધી ઇ. સ. ૧૬૦૨ માં ડચ ઇસ્ટઇન્ડિઆ કંપની એ નામથી જોડાઇ ગઇ તે કંપનીએ પોર્ટુગીઝો પાસેથી અબોયના, હોર્મોસા, મલાકા, મકાસર, ને મલબાર કાંઠાના બંદરો જીતી લીધાં.

**વલંદાની ચડતી**—વલંદાનો વેપાર હિંદ કરતાં મશાલાના બેટોમાં વધારે ચાલ્યો. તેમણે જુદા જુદા બેટા ખોળી કાઢી પોતાની ઉન્નતિ કરવા માંડી. ઇ. સ. ૧૬૧૯ માં જાવામાં બટેવીઆ શહેર વસાવ્યું. વળી ન્યુહોલાંડ કે આજે જેને આસ્ત્રેલીયાં કહે છે તે પણ તેમણે સોધ્યો. અમેરિકામાં ન્યુઆમસ્તડામ કે હાલ જેને ન્યુયોર્ક કહે છે તે પણ એમણે વસાવ્યું. તે વિના આફ્રિકાની દક્ષિણે એક સંસ્થાન વસાવ્યું. વળી હિંદમાં, પીલીલોર, સંદ્રાસ, ચિન્સુરા તથા સુરતમાં પણ તેમણે વખારો કરી હતી.

**વલંદાની પડતી**—વલંદાની સાથે અંગ્રેજો પણ વેપાર કરવા આવ્યા હતા. બન્નેને વેપારની ચડસાચડસી થવાથી વારંવાર લડાઇઓ થતી. સન ૧૬૨૩ માં આમ્બોયનામાં ડચ લોકોએ અંગ્રેજોની કતલ કરી તેથી તેઓ ત્યાંથી હિંદમાં આવતા રહ્યા. તો પણ હિંદી મહાસાગરના ધણીપણા માટે એ બન્ને પ્રજાને ઘણો વખત લડાઇ ચાલી, છેવટે જ્યારે ઓરંજનો વિલીયમ બન્ને દેશોનો પાદશાહ થયો ત્યારે લડાઈ બંધ થઇ. પણ આગળ જતાં બંને દેશ જુદા પડવાથી વળી લડાઇઓ ચાલી. છેવટે ચિન્સુરા પણ જીતી લીધું. અત્યારે સુમાત્રાને જાવા એ બે બેટ વલંદાને તાબે છે.

**હિંદમાં અંગ્રેજ મુસાફર**—અંગ્રેજો કેપ ઓફ ગુડ હોપને રસ્તે થઇ હિંદમાં આવવા લાગ્યા તે પહેલાં અકબર પાદશાહના વખતમાં ટોમસ સ્ટીવન્સ પહેલ વહેલો આવ્યો હતો. તે પછી ફીચ ન્યુબરી ને લીડસ નામે ત્રણ અંગ્રેજો આવ્યા હતા. તેમને વલંદાએ કેદમાં નાખ્યા હતા. પણ છુટયા પછી ફીચ મુસાફરી કરતો કરતો

ઈંગ્લાંડ પાછો ગયો. ન્યુબરીએ ગોવામાં દુકાન માંડી ને લીડસ અકબર પાદશાહના દરબારમાં નોકર રહ્યો.

**વેપાર કરનારી અંગ્રેજ કંપનીઓ**—અકબર પાદશાહના વખતમાં ઈંગ્લાંડની રાણી ઇલીઝાબેથે હિંદમાં વેપાર કરવાને અંગ્રેજ કંપની સ્થાપીને તેનું નામ "ઇસ્ટ ઇંડીઆ કંપની" પાડ્યું તેને ઇ. સ. ૧૫૯૯ માં વેપારની સનંદ આપી. તે પછી ઇ. સ. ૧૬૩૫, ૧૬૫૦ ને ૧૬૯૮ માં જુદી જુદી કંપનીઓ થઇ વેપારની સ્પર્ધા કરવા લાગી. પણ તેઓ છેવટે "યુનેટેડ ઇસ્ટ ઇંડીયા"ના નામથી ૧૭૦૯ માં જોડાઈ ગઇ.

**અંગ્રેજ કંપનીનાં થાણાં ને વખારો**—ઇસ્ટ ઈંડીઆ કંપનીનાં વહાણો પ્રથમ સુમાત્રાના આચીન બંદરમાં આવ્યાં ને અંતામમાં કોઠી ઘાલી પણ વસંદા નડયા. ૧૬૨૩ માં આંબોયનામાં કતલ થવાથી તેઓ હિંદમાં આવ્યા. ત્યાં પણ વસંદા નડયા. તો પણ ખંભાતથી માલ ભરી સુરતમાં કોઠો ઘાલી. ત્યાં પોર્ટુગીઝો સાથે તેમને લડાઇ થઇ તેમાં તેમણે સુંહાલી બેટ પાસે પોર્ટુગીઝોને દરિઆઇ લડાઇમાં હરાવ્યા. ઇ. સ. ૧૬૧૫. આ વખતે ઇંગ્લાંડના જેમ્સ બાદશાહે સર ટામસરો વકીલને ભલામણનો કાગળ આપી જહાંગીર પાસે મોકલ્યો. તેણે પણ લાભકારી વેપારી શરતો કબુલ કરાવી લીધી. વળી પૂર્વ તરફ મચ્છલીપટણ, આર્માં ને ગોવળકોંડામાં કોઠીઓ ઘાલી. ને ફ્રાન્સીસ ડેએ ચંદ્રગીરીના રાજા પાસેથી જમીન વેચાણ લઈ મદ્રાસ પાસે ફોર્ટસેન્ટ જોર્જ નામે કિલ્લો બાંધ્યો ૧૬૩૯. તથા અજમેર, આગ્રા ને પટણામાં સુરતની શાખાઓ બાંધી. ને શાહજહાંની મંજુરી લઇ બંગાળાનાં બાક

બાલેસોરમાં પણ કોઠી ઘાલી. વળી આ વખતે શાહજહાંની દીકરી દાઝવાથી બ્રાઉટન દાકટરે દવા કરવાથી અંગ્રેજોનેજ બંગાળામાં વેપાર કરવો એવી મંજુરી મળવાથી તેમણે હુગલી, કાસીમબજાર આલ્હા ને ઢાકામાં દુકાનો માંડી. પણ બંગાળાના નવાબ સાહિસ્તખાંએ કોઇ કારણથી ગુસ્સે થઇ સર્વ દુકાનો જપ્ત કરી. તેથી હુગલીના વેપારીઓએ જમીન વેચાતી લઇ ફોર્ટ વીલિયમનામે કિલ્લો બાંધ્યો ઇ. સ. ૧૬૯૯ એ ભાગ કલકત્તાનું એક પરૂં છે. વળી પાછળથી શાહજાદા મોઆજીમ પાસેથી સુસાતી, કાલીકટને ગોવિંદપુર એ ત્રણ શહેર વેચાતા લીધા એવામાં પોર્ટુગાલના રાજાએ પોતાની કુંવરી ઇંગ્લાંડના રાજાને પરણાવી પહેરામણીમાં મુંબઇ બેટ આપ્યો. આગળ જતાં જ્યારે શિવાજીએ સુરત લુંટયું ત્યારે સુરતની કોઠી મુંબઇમાં નાંખી ને મુબઇમાં લાખો રૂપીઆનુ ખર્ચ કરી શહેર સુધારી હાલની આબાદી પર આણ્યું. આ પ્રમાણે મુંબઇ મદ્રાસને કલકત્તા વેપારના મુખ્ય સ્થળો થયાં. પછી ફરોકશીર પાદશાહે હેમાલ્ટન ડાકટરની માગણી ઉપરથી બંગાળામાં ૩૭ તાલુકાની જમીનદારીની સનંદ આપી તથા કંપનીના માલનું દાણ માફ કર્યું તેથી અંગ્રેજોને વેપારમાં બહુ ઉત્તેજન મળ્યું.

**ફ્રેન્ચ લોકોની વેપારી કંપની**—અંગ્રેજનું જોઇ તરતજ ૧૬૦૪માં ફ્રેચની પહેલી કંપની પછી ૧૬૧૧ ૧૬૧૫ ૧૬૪૨ માં એમ ચાર કંપનીઓ થઇ તે બધી ૧૭૧૯માં જોડાઇ ગઈ તેમણે મલબાર કાંઠે, કારીકલ યાનાનને ચંદ્રનગરમાં કોઠીઓ ઘાલી હતી. પણ ૧૭૯૬માં વેપાર કરતી બંધ થઇ

**બીજી યુરોપી વેપારી કંપની**—ડચ લોકોએ ૧૬૧૨ લગભગ

૧૬૭૦ માં હિંદમાં વેપાર કરવા કંપની સ્થાપી સંસ્થાનો વસાવ્યા તે અંગ્રેજે વેચાણ લીધાં હતાં. પછી ઓસ્તેંડ શહેરમાં થએલી કંપનીએ ૧૭૮૪માં દીવાળું કાઢયું. ત્યાર પછી સ્વીડન તથા સ્પેનમાં જુદી કંપનીઓ ઉભી થઇ હતી. પણ તેમણે હિંદમાં એક સ્થાન સ્થાપ્યું નથી.

**કંપનીના મુલકનો માલીક કોણ !**—પોર્ટુગીઝ લોકો અહીં રાજાના નોકર તરીકે વેપાર કરતા તેથી હિંદમાં તેમણે મેળવેલો મુલક રાજાનો હતો. ડચ લોકો માલ કંપનીના નામે લેતા પણ મુલક રાજાનો હતો. ફક્ત ફ્રેંચ ને ઇંગ્રેજ કંપનીનો મુલકને વેપાર રાજાની સંભાળ નીચે હતો.

---

## હિંદમાં અંગ્રેજ અને ફ્રેંચ વચ્ચે યુદ્ધ

**વેપારીઓનો રાજ્ય મેળવવાનો યત્ન**—પોર્ટુગીઝ, ફ્રેંચ અને અંગ્રેજ કંપનીઓ રાજ્ય મેળવવા દક્ષિણનાં રાજ્યોમાં વચ્ચે પડી પડી લડી. તેમાં અંતે અંગ્રેજો ફાવ્યા ને ફ્રેંચ સત્તા નાશ પામી.

**હિંદી રાજ્ય**—અઢારમાં સૈકાની અધવચમાં હિંદમાં મહમદ શાહ પાદશાહ હતો તેની નબળાઇને લીધે ચારે તરફના સુબા સ્વતંત્ર થઇ ગયા હતા તેમાં અયોધ્યામાં સફદરજંગ, બંગાળામાં અલીવર્દીખાન, દક્ષિણમાં નીઝામ, કર્ણાટકમાં દોસ્તઅલી એ મુખ્ય હતા. તે વિના રોહીલા, તથા મરેઠામાં શાહુરાજા, પેશ્વામાં બાલાજી બાજીરાવ, તંજાવરમાં વ્યંકાજીના વંશજો, મહિસુરને ત્રીચીનાપલીમાં હિંદુ રાજા, તથા મદ્રાસ, મુંબઇ ને કલકત્તામાં અંગ્રેજના થાણા તથા

પાંડેચેરીમાં ફ્રેંચનું થાણું એવી રીતે રાજ્યો હતાં મરેઠાના હુમલાથી તેઓ નબળાં થઇ ગયા હતાં.

**કર્ણાટકનો નવાબ**—અહીંના નવાબ દોસ્તઅલીના જમાઇ ચંદ્રાસાહેબે ત્રિચીનાપલ્લીનું રાજ્ય જીતી લીધું તથા તંજાવરના રાજાપાસેથી કારીકલ જીતી ફ્રેંચને આપ્યું તેથી રાઘોબા વગેરે મરેઠી સરદારોએ દોસ્તઅલીને મારી તેના દીકરા સફદરઅલીને નવાબ ઠરાવ્યો. પણ ફ્રેંચ ગવરનર ડુપ્લેના વખતમાં કોઇએ એ નવાબને મારી નાખવાથી તેની સ્ત્રીએ અંગ્રેજ પાસે ફરીયાદ કરવાથી તેના નાના કુવરને નીજામે નવાબ ઠરાવ્યો. અને ત્યાં પોતાનો અનવરૂદીન નામે સરદાર અંગરક્ષક નીમ્યો. પણ તે થોડી મુદતમાં મરણ પામવાથી અનવરૂદીન નવાબ થયો.

**ડુપ્લેના ગુણ**—આ ફ્રેંચ ગવર્નરના મનમાં એવો વિચાર હતો કે હિંદમાં ફ્રેન્ચ રાજ્ય સ્થાપવું. તે ગવર્નર સાહસિક, ઉત્સુક, ચતુર ને કપટી હતો. પણ યુદ્ધ કૌશલ્યમાં પ્રવીણ ન હોતો. તેથી તેના હાથ નીચે બુસ્સી સરદાર યુદ્ધનું કામ કરતો. તેણે હિંદનું લશ્કર રાખી કેળવવા માંડયું કારણ કે તે લશ્કર તેમને સસ્તું પડતું ને ડુપ્લેનો વિચાર પણ એથી પાર પડશે એમ જણાયું.

**અંગ્રેજ અને ફ્રેન્ચ વચ્ચે લડાઇ**—આ બન્ને પ્રજા વચ્ચે યુરોપમાં લડાઇ જાગી તેની અસર હિંદમાં પણ લાગી ડુપ્લેએ અહીંથી અંગ્રેજોને કાઢી ફ્રેંચ રાજ્ય કરવા ધાર્યું ને બુર્બો બેટમાંથી લાબોર્ડોને પોતાની મદદે બોલાવી મદ્રાસ ઉપર હલ્લો કરી અંગ્રેજોને હરાવ્યા. તેથી અંગ્રેજો શરણે આવ્યા. આ વખતે ડુપ્લેના વિચારથી અલગ રહી લાબોર્ડો ૪૮ લાખ રૂપિઆ લેવા ઠરાવી અંગ્રેજને મ-

દ્રાસ પાછું આપી પોતે યુરોપમાં ગયો. નવાબ અનવરૂદીને ડુપ્લે પાસે મદ્રાસ વેચાણ માગ્યું. પણ તે ન આપવાથી નવાબ અંગ્રેજની સહાયે ગયો તેથી ડુપ્લેએ ફરી સ્વારી કરી તે વખતે અંગ્રેજની મદદમાં નવું લશ્કર આવ્યું હતું તોપણ અંગ્રેજોની હાર થઇ પણ યુરોપમાં સલાહ થવાથી અહીં પણ સલાહ કરવી પડી ને તેનો મુલક પાછો મળ્યો ઇ. સ. ૧૭૪૮.

**નિજામની ને કર્ણાટકના નવાબની ગાદી માટે વાંધો**—આ વખતે નિજામ ઉલ્મુલ્ક મરણ પામવાથી તેની ગાદી માટે તેના વડા પુત્રના કહેવાથી મુજફ્ફરજંગ વારસ થયો પણ તેનો કાકો નાસીરજંગ તેની સામો થયો. ને કર્ણાટકનો નવાબ મરણ પામવાથી તેની ગાદીનો વારસ ચંદાસાહેબ થયો પણ તેની સામો અનવરૂદીન થયો. મુજફ્ફરજંગે તથા ચંદાસાહેબે ફ્રેંચની મદદ માગવાથી ત્રણેના લશ્કર કર્ણાટક ઉપર ચાલ્યાં.

**ફ્રેંચની લડાઇ**—કર્ણાટકનો નવાબ અનવરૂદીન અંબુર પાસે ચંદાસાહેબની સાથે લડતાં હાર્યો ને મરાયો. તેથી ડુપ્લેએ ચંદા સાહેબ કર્ણાટકનો નવાબ ઠરાવ્યો તેના બદલામાં ફ્રેંન્ચને પોંડીચેરીની પાસેનાં ૮૧ ગામ મળ્યાં. આ વખતે અનવરૂદીનનો દીકરો મહમદ અલી ત્રિચીનાપલીમાં ઘેરાઇ રહેલો હતો વળી આ વખતે મુજફ્ફરજંગને પણ ફ્રેંચોએ નિજામની ગાદીએ બેસાર્યો. મુજફ્ફરજંગને નિજામ ઠરાવેલો સાંભળી નાસીરજંગે તેને હરાવી તાબે કર્યો, પણ બુસ્સીએ નાસીરને હરાવી મુજફ્ફરને છોડાવ્યો. પણ તે મરણ પામવાથી બીજા પુત્ર 'સલાબતજંગને ઔરંગાબાદમાં ગાદીએ બેસાડયો. અને તેના રક્ષણાર્થે ફ્રેંચ ફોજ સાથે બુસ્સી ત્યાં રહયો. તેના બદ-

સામાં નીજામે ઉત્તર સરકારને મચ્છલીપાટણ આપ્યાં તેથી દક્ષિણમાં ફ્રેંચોની સત્તા મજબુત થઇ તથા કર્ણાટકનો નવાબ ને નિજામ એ બે મોટાં રાજ્યો તેના પક્ષમાં ભળ્યાં.

રોબર્ટ કલાઇવ—આ વીર અંગ્રેજી સતાનો ઉદય કરનારને અંગ્રેજી રાજ્યનો પાયો નાખનાર મુળપુરૂષ હતો. પ્રથમ કંપનીમાં તે કારકુન હતો. પણ તેનો સ્વભાવ કલમ કરતાં બરછીને યોગ્ય વધારે હતો ને તે સ્વભાવને લીધે તે લશ્કરી ખાતામાં જોડાયો, તેનામાં ડુપ્લેનાં કરતાં એક ગુણ વધારે હતો એટલે તે યુદ્ધ કળામાં બહુ પ્રવીણ હતો. તેની લશ્કરી કળાનો ગુરૂ લોરેન્સ હતો. કલાઇવે મહમદઅલીને છોડાવવા માટે મદ્રાસના ગવર્નરને કહ્યું કે ચંદાસાહેબની રાજધાની પર હલ્લો કરીએ તો ચંદા સાહેબ સામો લડવા આવશે મને થોડું લશ્કર આપો તો હું તે કામ કરૂં.

**કલાઇવનો જય ને મહમદઅલીનો છુટકારો**—કલાઇવના બોલ ઉપર ગવર્નરને વિશ્વાસ તો ન આવ્યો. પણ વાગ્યું તો તીર નહિ તો તુકો એ મુજબ ગોરૂં તથા દેશી મળી ૫૦૦ માણસનું લશ્કર આપ્યું. તેમની મદદથી તેણે કર્ણાટકની રાજધાની અર્કાટ હાથ કરી તેથી ચંદા સાહેબે પોતાના દીકરા રાજા સાહેબને મોકલ્યો તેણે કલાઇવને ૫૨ દિવસ સુધી ઘેરી રાખ્યો ને ઘણી લાંચ આપી પણ કશાથી ડગ્યા નહિ તેથી રાજા હુમલો કર્યો પણ તેમાં તેના ઘણા માણસો માર્યા જવાથી તે નાઠો, તેની પાછળ નવી ફોજની મદદ લઇ કલાઇવ ધસ્યો એવામાં લોરેન્સની મદદ ઇંગ્લાંડથી આવી તેથી ગુરૂ શિષ્યે મળી ત્રિચીનાપલીમાંથી મહમદઅલીને છોડાવ્યો ને

કર્ણાટકની ગાદીએ બેસાડયો. ડુપ્લે નાઉમેદ થવાથી તેની જગ્યોએ ફરેલ ગવર્નર ગોડ્યુને ફ્રેંચ સરકારે મોકલ્યો. તેણે આવી, સલાહ કરી કે મહમદઅલીને કર્ણાટકનો નવાબ ગણવો ને એક બીજાનો મુલક પાછો આપવો તથા દેશીનો પક્ષ કોઇએ કરવો નહિ.

ફ્રેંચ સત્તાનો નાશ—ગોડ્યુની સંધી ભાંગી મુદત ચાલી નહિ કારણ કે બન્ને પ્રજા વચ્ચે હાડવેર બંધાઇ રહ્યું હતું. વળી રાજ્ય મેળવવાનો પૂર્ણ લોભ હતો. તેથી વળી ઇ. સ. ૧૭૫૬ માં લડાઇ ચાલી આ વખતે કલાઇવ મદ્રાસનો ગવર્નર નીમાઇ નૌકા સેનાધિપતિ વોરસન સાથે હિંદમાં આવ્યો હતો. તથા ફ્રેંચમાં લાલી ગવર્નર નીમાણો હતો. તે અવિચારી હતો, તેણે નીઝામના રાજ્ય માંથી બુસ્સીને બોલાવી લીધો તેથી ત્યાંથી તેમની સત્તા નાશ પામી. લાલીને બુસ્સી એક મતના ન હોવાથી એકયતા જાળવી રહ્યા નહિ. તેમણે ફોર્ટડવિડ લઇ મદ્રાસ ઘેર્યું. પણ અંગ્રેજી લશ્કર આવવાથી મદ્રાસથી ઘેરો ઉઠાવી તેઓએ વાંદેવાસ ઘેર્યું પણ આયકૂટે તેમને સખ્ત ફટકો મારી બુસ્સીને કેદ પકડયો. તેથી ફ્રેંચ નિરાશ થયા ને અંગ્રેજો જોરમાં આવી ફ્રેંચના સર્વ થાણા લઇ લીધાં. કલાઇવે ચંદ્રનગર તથા કરનલફોર્ડે ઉત્તર સરકારને માછલીપટણ લીધા આવી રીતે ઇ. સ. ૧૭૬૧ માં જેમ મરેઠા પાણીપતમાં તદ્દન નરમ પડયા તેમ એજ સાલમાં ફ્રેંચ સત્તા બિલકુલ નાશ પામી. પછી સલાહ થવાથી ફ્રેંચને તેમનાં પાંચ થાણાં આપ્યાં. પણ તે પછી તેમણે વધારે મેળવવા પ્રયત્ન કર્યો નહિ. પણ ન્યાયી ને બહાદુર આપણી અંગ્રેજ સરકારે અહીં રહી હિંદમાં સર્વોપરિ સત્તા મેળવી.

## બંગાળમાં અંગ્રેજી રાજ્યની સ્થાપના.

**સુરાજઉદ્દૌલા**—હિંદનું ધણીપણું મેળવવાને અંગ્રેજે પ્રથમ પાયો બંગાળામાં નાંખ્યો. ત્યાં આ વખતે અલીવર્દીખાન ગુજરી જવાથી તેની જગોએ બીકણ, બાયલો, ક્રૂર, જુલમી ને દુરાચારી સુરાજઉદ્દૌલા આવ્યો હતો.

**નવાબની કલકત્તા ઉપર ચડાઇ**—નવાબનો એક સગો ન્હાશી જઇ કલકત્તામાં અંગ્રેજના આશરે ગયો. તેને અંગ્રેજે પાછો ન આપ્યો તેથી નવાબે ચડાઇ કરી કલકત્તા લીધું ને ૧૪૬ અંગ્રેજોને એક નાની કોટડીમાં (બ્લેક હોલમાં) પૂર્યા. હવાને અજવાળાની અસગવડતાને લીધે ૧૨૩ મરી ગયા ને ૨૩ અધમુઆ જેવા નીકળ્યા.

**અંગ્રેજ કલકત્તા પાછું લે છે**—આ સમાચાર મદ્રાસ પહોંચતાં વોટસન વેર લેવા આવ્યો, તેણે કલકત્તા લીધું. વળી નવાબે ફરી હુમલો કરી કલકત્તા ઉપર ચડ્યો. પણ તેને ક્લાઇવે હરાવ્યો. તે વખતે ક્લાઇવે યુક્તિ કરી સંધિ કરી તેમાં એવું ઠર્યું કે એક બીજાનો લીધેલો મુલક પાછો આપવો.

આવી રીતે ક્લાઇવે બંગાળામાં ઇંગ્રેજી રાજ્યનો પાયો નાંખ્યો. ને બીજી તરફથી સુરાજઉદ્દૌલાને કાઢવા પેરવી કરવા માંડી. કેમકે તેની પ્રજા તેને ચાહતી નહોતી. તેથી તેની જગોએ મીરજાફરને બેસાડવા યુક્તિ કરી અને મોટી મોટી લાલચો આપી. આ કાવતરામાં નવાબનો ખજાનચી રાયદુર્લભ તથા મુર્શીદાબાદનો જગતશેઠ પણ ભળ્યા હતા. મીરજાફરને ગાદી તો કંપનીને, ક્લાઇવને ને

ગવર્નરને નાણું મળવાનું હતું ને તે ઉપર સેંકડે ૫ ટકા પ્રમાણે ૩૦ લાખ રૂપિઆ દલાલી અમીચંદ વકીલની હતી. વકીલે કલાઇવને કહ્યું કે જો મને દલાલી નહિ આપો તો હું નવાબને બધી વાત કહી દઇશ તેથી કલાઇવે ચતુરાઇ વાપરી તરતને માટે હા પાડી.

**પ્લાસીનું યુદ્ધ**—સુરાજ ઉદવાલાએ ફ્રેંચને પડખામાં રાખી બંગાળામાંથી અંગ્રેજ સત્તા કાઢવાની પેરવી કરી તેથી કલાઇવ લડવા ઉભો થયો. કલાઇવ પાસે ૩ હજાર માણસને ૮ તોપો હતી. જ્યારે નવાબ પાસે ૫૦ હજાર લશ્કર ને ૫૦ તોપો હતી. પણ તેથી કલાઇવે ન ગભરાતાં નવાબના માણસો રાંધવા સીધવાની ગડમથલમાં પડયા કે તરત કલાઇવે પ્લાસીના રણક્ષેત્રમાં ધસારો કર્યો. તે વખતેજ મીરજાફર નવાબથી ખુટી જઇ જુદો ઉભો રહ્યો. તેથી લશ્કર નાઠું ને કલાઇવને વિજય મળ્યો. ઈ. સ. ૧૭૫૭.

**મીરજાફર નવાબ થાય છે**—આ લડાઇ થયા પછી કલાઇવે મીરજાફરને મુર્શીદાબાદમાં ગાદીએ બેસાડયો. તેણે ખજાનો ઉઘાડી સર્વેને નાણું આપવા માંડયું. પણ પૂરૂ ન પડવાથી વરાડ પ્રમાણે વહેંચી લીધું. આ વખતે અમીચંદને કાંઈ ન મળવાથી તે ગાંડો થઈ મરણ પામ્યો. ને કલાઇવે કંપનીને ૮૮૨ ચૌરસ-મૈલ જમીનનો વસુલાતનો હક લખાવી આપ્યો. આ વખતે સુરાજ ઉદવલા પકડાયો. તેણે મીરજાફરના દીકરા મીરાને મારી નંખાવ્યો.

**એ વખતે હિંદની સ્થિતિ**—આ વખતે હિંદમાં ચો તરફ કુસંપ હતો કેમકે ઉતરમાં દુરાની સ્વારીઓ કરી ખરાબી કરતો હતો. બાલાજી પેશ્વાએ કર્ણાટકના નવાબ તથા મહિસુરના હિંદુ

રાજા પાસેથી ખંડણી લીધી; મહીસુરમાં ટીપુ પણ રાજ્ય સ્થાપવા મથન કરતો હતો દિલ્હીનો પાદશાહ આલમગીર ગ્યાસુદીન વજીર પાસે રમકડાં જેવો હતો. દક્ષિણમાં ફ્રેંચો પણ અંગ્રેજ સત્તા તોડવા મથતા હતા. તે બધાનો લાવ લઈ કલાઇવે બંગાળામાં અંગ્રેજી સત્તાનો પાયો નાંખ્યો. હવે ઈમારત ચણવી બાકી રહી.

**કલાઇવ બંગાળાનો ગવર્નર થાય છે**—પ્લાસીના યુદ્ધમાં જય મળવાથી તે બંગાળાનો ગવર્નર થયો. નવાબ મીરજાફર ઉપર દિલ્હીનો શાહઆલમ ચડી આવવાથી અંગ્રેજે તેને પૈસા આપી પાછો વાળ્યો દક્ષિણમાં કર્નલફોર્ડે મચ્છલીપટણ તથા ઉતર સરકાર લઇ ફ્રેંચને હરાવ્યા. આ વખતે મીરજાફરે અંગ્રેજથી છુટવા ઈચ્છયું ને ફ્રેંચ તથા વલંદાની મદદ માગી. કલાઇવે આ વાત જાણતાંજ વલંદાનું ચિન્સુરા લીધું. આ પ્રમાણે સેવા બજાવી તે ૧૭૬૦ માં ઈંગ્લાંડ ગયો ને ત્યાં વાસીતા ગવર્નર થયો.

**મીરજાફરને પદભ્રષ્ટ કરે છે**—મીરજાફરે રૈયત તથા શેઠ શાહુકારો ઉપર જુલમ કરી ઘણા પૈસા કઢાવ્યા તોપણ તે વખતના લાંચીયાને લાલચુ અંગ્રેજ અમલદારોના પેટ ભરાણાં નહિ તેથી તેમણે તેને પદભ્રષ્ટ કરી ત્યાં તેના ધનવાન જમાઈ મીરકાસમને બેસાડયો. તેણે કંપનીને ૫૦ લાખની ઉપજના ત્રણ પ્રમણાં (મીદનાપુર, ચિતાગાંગ ને બરદવાન) તથા બીજા ૨૦ લાખ રૂપિયા વહેંચ્યા.

**નવાબ મીરકાસમ**—આ નવો નવાબ બહાદુર, હોશિયાર, પોતાનું માન સમજનારો ને રૈયતની દાઝ જાણનારો હતો. તેણે ન્યાય ને ડહાપણથી ચાલી ખજાનો તર કર્યો ને મોગીરમાં રાજધાની

ની કરી. તથા સમરૂ નામે એક અર્મિનિયનને રાખી લશ્કરને કવાયત શીખવવા માંડી. તેના ઉપર શાહઆલમ પાદશાહ ચડી આવ્યો હતો તેને અંગ્રેજે હરાવ્યો પછી શાહઆલમને પટણે બોલાવી મીરકાસમને શિરપાવ અપાવ્યો ને બંગાળાના નવાબની સનંદ અપાવી.

**મીરકાસમ સાથે અણબનાવ**—બંગાળામાં કંપનીના માણસો તથા બીજા નોકરો પણ દાણુ ન ભરવા લાગ્યા ને વળી વગર દાણે માલ લાવી વેપાર શરૂ કર્યો તેથી ગામના વેપારીઓ જે માલ દાણુ ભરી લાવતા તેમને નુકશાન થતું ને વેપાર બંધ કરી નવાબને અરજી કરી. નવાબે અન્યાય થતો જોઇ રાહદારી બંધ કરી નાકાં ઉઠાડી મુકયાં તેથી નવાબ સાથે લડાઇ થઇ.

**મીરકાસમ સાથે લડાઈ**—દાણના સબંધમાં અંગ્રેજો નારાજ થયા તેથી તેમણે મીરજાફરને મુર્શીદાબાદમાં ગાદીએ બેસાડયો ને પટણા લીધું તેથી કાસમના સુબાએ પટણા લઈ અંગ્રેજ તથા તેના પક્ષના સર્વને કેદ કર્યા. તેથી મેજર આડમ્સ સૈન્ય લઇ કાસમ ઉપર ચાલ્યો. ઘેરીયા મુકામ આગળ કાસમની હાર થવાથી તે નાસી પટણે ગયો. તેની પાછળ અંગ્રેજ સૈન્ય ગયું. પટણામાં ૧૫૦ અંગ્રેજો કેદ થઇ રહેલા હતા. તેથી કાસમે કહ્યું કે તમે પટણા ઉપર આવશો તો સર્વે કેદીના જીવ લઈશ. પણ તેથી ન ગભરાતાં પટણા ઉપર ચડાઇ કરી. તેથી કાસમે ૧૫૦ અંગ્રેજોના જીવ લેવડાવ્યા. પણ પટણા અંગ્રેજને સોંપી નાસી જવું પડયું તે નાસી અયોધ્યાના નવાબ પાસે તથા દિલ્હીના પાદશાહ પાસે ગયો. આ વખતે

અંગ્રેજી લશકરમાં બખેડો થવાથી ગુનેગાર ૨૦ જણને તોપને મોઢે બાંધી એજ લશ્કર વડે હેક્ટર મનરોએ ત્રણેનાં સૈન્યને હરાવ્યાં. અયોધ્યાનો નવાબ સુજા ઉદવલા મરેઠાની મદદ લઇ ફરી લડવા આવ્યો તેથી સુજાને ૧૭૬૪ માં કાલ્પી આગળ હરાવ્યો આથી મુગલો ઉપર અંગ્રેજના લશ્કરની સત્તા સજ્જડ બેઠી.

કલાઇવ બીજીવાર ગવર્નર થઇ આવ્યો—આ વખતે કંપનીના માણસો બહુ લાલચુ થઇ ગયા હતા. જેની પાસેથી પૈસા મળે તેને નવાબ કરી બેસાડતા. તેથી કંપનીના વહીવટદારો તે બંદોબસ્તમાં હતા. તેવામાં મીરકાસમ તથા અયોધ્યાના નવાબને શાહઆલમના બળવાની વાત જાણવામાં આવતાં કલકતાની કૌંસિલથી સ્વતંત્ર અધિકાર આપી કલાઇવને ગવર્નર ઠરાવી મોકલ્યો. તે આવ્યો ત્યારે મીરકાસમ નાસી ગયો હતો. પાદશાહ તથા અયોધ્યાનો નવાબ અંગ્રેજી છાવણીમાં કેદી હતા.

કલાઇવ બંદોબસ્ત કરે છે—પ્રથમ કંપનીના માણસોને તાકીદ આપી કે કોઇએ લાંચ કે નજરાણું લેવું નહિ ને ખાનગી વેપાર કરી કંપનીને નુકશાન પહોંચાડવું નહિ. પછી અલહાબાદ ગયો. ત્યાં જનરલ કાર્નેક અલહાબાદ, અયોધ્યા નેકરા જીતી છાવણી નાંખી પડયો હતો. કલાઇવે શરણે આવેલા પાદશાહ તથા સુજા સાથે સંધી કરી. નેકરા તથા અલહાબાદ પાદશાહને આપ્યા. પાદશાહે તેના બદલામાં બંગાળા, બહાર ઓઢીયાને ઉત્તર સરકારની વસુલાત લેવાનો હક કંપનીને આપ્યો. ને નવાબને ફોજદારી સત્તા આપી તે બદલ તે ૧ કરોડ તથા બીજા ૨૬ લાખ પાદશાહને કંપની આપે તેમ ઠર્યું.

**બંગાળાની ફોજદારી કંપની લે છે**—હવે બંગાળામાં દિવાની સત્તા કંપનીની તથા ફોજદારી સત્તા નવાબની થવાથી બેદારી ચાલી, તેથી ક્લાઇવે નવાબને ૫૦ લાખનું પેન્શન બાંધી આપી એ પ્રાંતો ખાલસા કર્યા. છેવટે હેસ્ટીંગ્સે પેન્શન ૩૫ લાખનું કર્યું ને છેવટે લગભગ અરધી રકમ કરી નાંખી.

**કામદારોનો બંદોબસ્ત**—કંપનીના નોકરો નજરાણું લેતા ખાનગી વેપાર કરતા તથા, ધન લોભથી અન્યાય અને જુલમ કરતા. વળી લડાઇ વખતે બેવડું ભથું આપવું પડતું હતું. તેથી ક્લાઇવે નોકરોને ઉપદેશ આપ્યો ને સમજાવ્યા તથા પગારમાં વધારો કરી દીધો ને બીજો ધંધો કરવા સખ્ત મનાઇ કરી તેથી બસેં જણે રાજીનામાં આપ્યાં. આ વખતે બંગાળા ઉપર મરેઠા આવવાની બુમ ચાલી તો પણ ન ગભરાતાં ક્લાઇવે રાજીનામાં મંજુર કર્યાં, ને તેમને કેદ કર્યા. જેમણે હુકમ ન માન્યો તેમની શુદ્ધ દેશી લશ્કરથી ઠેકાણે આણી કેટલાકને બરતરફ કર્યા, કેટલાકને રજા આપી ને તેમની જગ્યોએ મદ્રાસથી નવા માણસોને બોલાવી નીમણુક કરી. એમ દ્રઢતાથી ને સખ્તાઇથી પોતાનો સુધારો અમલમાં આણ્યો; તે પછી તે ૧૭૬૭ માં તબીયત સુધારવા છેલ્લીવાર વિલાયત ગયો. તે ૧૭૪૪ માં એક ગરીબ કારકુન તરીકે હિંદમાં આવ્યો હતો. ત્યાંથી ચડતો ચડતો બંગાળાના ગવર્નરની જગ્યોપર જઇ પહોંચ્યો. તે સાહસિક, ચપળ, શુરો ને ઉદ્યોગી હતો. તે પોતાની મતલબ હરેક પ્રકારે સાધી લેતો.

**નવી રાજ્ય પદ્ધતિ**—ક્લાઇવ બંગાળામાં રહ્યો ત્યાં સુધી દિવાની વહીવટ નવાબના જેવોજ રાખ્યો હતો પણ તેના ગયા

પછી પાછું અંધેર ચાલ્યું. કારણ કે કંપનીના નોકરો લાંચો લેવા લાગ્યા તથા પોતાના સગાં સ્નેહીઓનેજ નોકરી આપવા લાગ્યા. મોટા અમલદારો પણ લાયકાત જોતા નહિ. આવા અંધેરમાં ૧૭૭૦ માં બંગાળામાં ભારે દુકાળ પડયો. ને લાખો માણસો મરણ પામ્યાં. તેથી નવી યોજના કરી. ને તેમણે દેશીઓને કાઢી ત્યાં અંગ્રેજી કલેકટરો રાખ્યા, ને તે નવી પદ્ધતિ દાખલ કરવા વાર્ન હેસ્ટીંગ્સને કલકતાનો ગવર્નર ઠરાવ્યો.

**હિંદના બીજા ભાગોના બનાવ**—હિંદમાં કંપનીની સ્થાપના ૧૭૫૭ થી ૧૭૭૨ સુધી થઇ તે વખતમાં પાણીપતના યુદ્ધમાં મરેઠાની હાર થઇ, ફરી માધવરાવ પેશ્વાઇ સજીવન કરી, સિંધીયા તથા હોલકરે ઉત્તરમાં લૂંટફાટ કરવા માંડી, ફ્રેંચની સત્તા નિજામઅલ્લીના રાજ્યમાંથી ભુસ્સી જતાં નાશ પામી ને મહીસુરમાં હૈદરઅલી મુસલમાન પાદશાહ થયો.

---

## મહિસુરનું મુસલમાની રાજ્ય.

**હૈદરઅલ્લી**—અહીં અઢારમા સેકામાં જે હીંદુ રાજ્ય હતું તે રાજ્યમાં હૈદરઅલ્લીનો બાપ નાયક હતો. તે રાજા મુઆ પછી હૈદરઅલ્લીએ પોતાની બહાદુરી અને હોશિયારી વડે દીવાન નંદરાજની પ્રીતિ મેળવી પોતે ઉંચી પાયરીએ ચડયો.

**હૈદર રાજા થાય છે**—કર્ણાટકની લડાઇ વખતે તેને લશ્કર વધારવાની સત્તા મળવાથી તેણે શીવાજીની પેઠે લૂંટનો ભાગ આપવો કરી લૂંટારા ભેગા કરી લશ્કર જમાવ્યું. તેણે ઘણી વખત

નંદરાજને બચાવી લીધેલો હોવાથી તેનો વિશ્વાસ મેળવ્યો. છેવટે એજ નંદરાજનો વિશ્વાસઘાત કરી પોતે દીવાની લીધી ને આગળ જતાં રાજાને પદભ્રષ્ટ કરી ઇ. સ. ૧૭૬૧ માં રાજા થયો.

હૈદર બળવાન થાય છે—ગાદીએ બેસી પ્રથમ બેદનૂર લૂંટી પુષ્કળ ધન મેળવ્યું. એમ નાનાં નાનાં રાજ્યો લેવા માંડયા તેથી માધવરાવે સ્વારી કરી તેની પાસેથી ૩૨ લાખ રૂપિઆ લીધા પણ સેના ગયા પછી કાલીકટના ઝામોરીન ઉપર તેણે સ્વારી કરી. તેથી તેનું બળ અટકાવવા પેશ્વાએ અને નિજામે ઐકય કર્યું પણ નિજામના પક્ષમાં અંગ્રેજ હતા. માટે તેને પડતો મુકીને પેશ્વાએ એકલે હાથે હૈદરને હરાવી ૨૫ લાખ રૂપિઆ લીધા; તેથી હૈદરે રૂપિઆ આપી નિજામને પોતાના પક્ષમાં લીધો.

અંગ્રેજ સાથે યુદ્ધ—પ્રથમ હૈદરે મરેઠા નીજામ સાથે મળી લડાઇ આરંભી ને કર્ણાટક ઉપર હલ્લો કર્યો. તેમાં સ્મીથ સાહેબે તેને હરાવ્યો. તેથી હૈદરના પુત્ર ટીપુએ કર્ણાટકમાં લૂંટ ચલાવી. આ વખતે અંગ્રેજી લશ્કર બંગાળેથી નીજામના રાજ્યમાં પેઠું તેથી નિજામે ડરીને સલાહ કરી વાળી. પણ હૈદર નમ્યો નહિ તેથી મુંબાઇથી આવેલ લશ્કરે ચંગામ આગળ બીજીવાર હરાવ્યો. હૈદરે સલાહ માગી પણ તે માગણી ન સ્વીકારાયાથી ફરી લડાઇ ચાલી. અંગ્રેજ સરદાર વુડ તો પણ તે ચપળ ન હોવાથી ત્યાં સ્મીથની ગોઠવણ થઇ. પણ હૈદરે તેની નજર ચુકાવી મદ્રાસ જઇ હલ્લો કર્યો તેથી ત્યાંના ગવર્નરે બીન ઉપાયે સલાહ કરી કે સંકટ સમયે એક બીજાને મદદ કરવી ને લીધેલો મુલક સૌ સૌને પાછો આપવો. ઇ. સ. ૧૭૬૯ આ સલાહ બહુ ભૂલ ભરેલી થઇ હતી કારણ

ણુ કે આથી હૈદર મરેઠા ઉપર હુમલો કરશે ને હૈદરનો પક્ષ અં-ગ્રેજ કરે તો મરેઠા અંગ્રેજનો મુંબઇ બેટ કાચી ઘડીમાં લઇ લે એવું હતું પણ લાચારીથી એ ઠરાવ થયો હતો.

**હૈદરને મરેઠા સાથે વિગ્રહ**—હૈદરના પક્ષમા અંગ્રેજ આ-આથી તેણે મરેઠાની ખંડણી બંધ કરી. તેથી માધવરાવે ચડાઇ કરી તેનો મુલક તથા ખંડણી લીધી. પણ માધવરાવના મરણ પછી નારણરાવના વખતમાં હૈદરે પોતાનો મુલક પાછો લીધો હતો.

**અંગ્રેજ સાથે બીજું યુદ્ધ**—મદ્રાસની સલાહ અંગ્રેજોએ પાળી નહિ તેથી હૈદર નારાજ તો હતોજ એવામાં મરેઠાને તથા અંગ્રેજને લડાઇ સળગી તેથી નિજામ, મરેઠા અને હૈદરે મળી અં-ગ્રેજ સાથે યુદ્ધ મચાવ્યું. ને પોતાના રાજ્યમાં કેળવાએલા ફ્રેંચ કવાયતીઓને લઇ હૈદર કર્ણાટક ઉપર ચડયો. રસ્તામાં કર્નલબેલી-ને પોલીલોરના મેદાનમાં હરાવ્યો. સર હેકટર મનરો આ વખતે પોલીલોરથી બે ગાઉને અંતરે બેલીની મદદે આવતો હતો. પણ તેનામાં પ્રથમના જેવો જુસ્સો નહિ હોવાથી ડરી પાછો ગયો. તેથી હૈદરે કર્નલ બેલીના ઘણા માણસો મારી નાંખ્યાં ને આખરે કર્નલ બેલી તેને શરણ ગયો. કર્નલ ફ્લોથવેટના સૈન્યની પણ એજ દશા થઇ. આ સમાચાર કલકતે જતાં ત્યાંના ગવર્નર હેસ્ટીંગ્સે સર આયરકૂટને જળમાર્ગે તથા કર્નલ પીઅર્સને થળ માર્ગે સૈન્યો લઇ મોકલ્યા. રસ્તામાં રાઘોજી ભોંસલે અને કર્નલ પીઅર્સનું સૈન્ય સામું મળ્યું. તેથી તેણે ભોંસલેને લાંચ આપી બંગાળામાં જતો અટકાવ્યો. આ પ્રમાણે ભોંસલે ફુટયો. સર આયરકૂટ હૈદર સામો ચાલ્યો. હૈદરે આર્કાટ લીધું. ને ટીપુએ વાંદેવાસને ઘેરો ઘાલ્યો.

પણ તેનો બાપ હૈદર પોર્ટોનોવો આગળ સર આયરકુટ સાથે લડતાં હારવાથી તે તેની મદદે પયો. પછી પોલીલોર આગળ કુટ સાથે લડાઇ ચાલી પણ તેમાં હૈદરની હાર થઇ. વળી સોલીંગર આગળ પણ હાર્યો. તો પણ ના ઉમેદ ન થયો ને બીજું ફ્રેંચ લશ્કર મદદે મંગાવ્યું. આ વખત કુટ વિલાયત ગયો ને અંગ્રેજી નવું લશ્કર પણ આવ્યું તેથી હૈદરે કર્ણાટકમાં ને ટીપુએ મલબાર કંઠે દારૂણ યુદ્ધો ચલાવ્યાં.

**હૈદરનું મરણ**—હૈદર ૮૦ વરસની ઉમરે મરણ પામ્યો. તે વૃદ્ધ છતાં જુવાન માફક જુસ્સાથી લડતો તે મુઓ ત્યારે ત્રણકરોડ રૂપિઆ ખજાનામાં હતા. તેના મરણના સમાચાર ટીપુને મોકલ્યા. પણ લશ્કરમાં દીલગીરી ન ફેલાય માટે પૂર્ણિંઆને કૃષ્ણારામ નામે ડાહ્યા કારભારીઓએ આ વાત છુપાવી ને તેનું મડદું મ્યાનામાં ફેરવ્યું જ્યારે ટીપુએ આવી રાજ્યની લગામ લીધી ત્યારે વાત બહાર પાડી.

**ટીપુ સાથે સલાહ**—ટીપુએ ફ્રેન્ચ સરદાર બુસ્સીની મદદ લઇ લડાઇ જારી રાખી. આ વખતે અંગ્રેજ સેનાપતિ સ્ટુઅર્ટ હતો. બે વરસ સુધી લડાઇઓ ચાલી ને એક બીજાની હારજીત થઇ. પણ તેમાં અંગ્રેજનાં ઘણાં માણસો મરી ગયાં તથા ભારે નુકસાન ટીપુએ કર્યું. એ સહન ન થવાથી માંગલોર મુકામે સંધી કરી તેમાં એવું ઠર્યું કે એક બીજાનો લીધેલો મુલક પાછો આપવો. ૧૭૮૪.

**ટીપુ સાથે પેહેલો વિગ્રહ**—મેંગલોરની સલાહ થયા પછી

ટીપુ પોતાનું બળ જમાવતો ચાલ્યો. ને ત્રાવણકોરના રાજા ઉપર સ્વારી કરી તેને હરાવ્યો. તેથી તે રાજાના મિત્ર અંગ્રેજે ટીપુને તેમ નહિ કરવા સમજણ આપી પણ તેણે તે માની નહિ. તેથી જનરલ મેડોસને લશ્કર લઇ મોકલ્યો. પણ તે બે ઠેકાણે હાર્યો. તેથી કલકતાનો ગવર્નર જનરલ લોર્ડ કાર્નવાલીસ નિજામ તથા મરેઠીની મદદ લઇ ટીપુનો નાશ કરવા પંડે ચડયો. તેમાં ટીપુ હાર્યો ને ભયભીત થઇ સલાહ કરી વાળી. તેમાં એવું ઠર્યું કે ત્રણ કરોડ રૂપિઆ અંગ્રેજને અને ૩૦ લાખ રૂપિઆ મરેઠાને ટીપુ આપે તથા પોતાનું અરધું રાજ્ય એ ત્રણ વચ્ચે આપે એ સરત પળાતાં સુધી ટીપુના બે પુત્રોને કબજામાં રાખવા.

**ટીપુ સાથે બીજો વિગ્રહ**—પહેલા વિગ્રહની સલાહથી ટીપુને બહુ ભારે નુકશાન લાગ્યું હતું. તેથી તેણે ફ્રાન્સના રાજા નેપોલીયન બોનાપાર્ટની તથા કાબુલના રાજા ઝમાનશાહની સાથે પત્રવ્યવહાર ચલાવ્યા. આ વાત જણાતાં ગવર્નર જનરલ વેલેસલીએ નીજામના રાજ્યમાંથી લશ્કર બોલાવી આર્થરવેલેસ્લીના હાથ નીચે, ને મુંબઇથી લશ્કર બોલાવી જનરલ સ્ટુઅર્ટના હાથ નીચે મોકલ્યું. હારીસે માલવેલી આગળ ને સ્ટુઅર્ટે સિંદાસુર આગળ ટીપુને હરાવ્યો. ત્યાંથી ટીપુ શ્રીરંગપટણમાં ગયો ત્યાં ઇ. સ. ૧૭૯૯ માં તેને હરાવી માર્યો ને તેનું રાજ્ય કૃષ્ણરાયના વંશના એક હિંદુ કુંવરને આપી ત્યાં કમિશ્નર નીમ્યો. ને થોડું રાજ્ય અંગ્રેજ, નીજામને મરેઠાએ વહેંચી લીધું. ટીપુના કુંવરને વેલુરમાં કેદ રાખ્યા.

## અંગ્રેજી રાજ્યનો વધારો ને વ્યવસ્થા

**હેસ્ટીંગ્સ બંગાળાનો ગવર્નર**—એ ક્લાઇવ પાસે કેળવાએલો હતો. તેનામાં કેટલાક ગુણ ક્લાઇવ જેવા હતા. પણ યુદ્ધ કૌશલ્ય નહોતું. તેણે આવી બંગાળામાં ચાલતી ગડબડ મટાડી ને રાજ્યની મજબુત ઇમારત ચણી.

**રેગ્યુલેટીંગ આકટ**—હિંદનો રાજ્ય વહીવટ બરાબર ચલાવવા વીલાયતી પાર્લામેન્ટમાં " રેગ્યુલેટીંગ આકટ " એ નામે એક ધારો ઘડયો તેમાં એવું કર્યું કે (૧) કલકત્તાવાળાને ગવર્નર જનરલ કહેવો ને તેના હાથ તળે મુંબઇના ને મદ્રાસના ગવર્નરો સોપવા (૨) ગવર્નર જનરલને સલાહ આપવા ચાર સલાહકારોની કૌન્સીલ નીમવી. (૩) કલકત્તામાં એક સુપ્રીમ કોર્ટ સ્થાપવી તે ન્યાયનું કામ કરે તેમાં એક મુખ્ય ને ત્રણ મદદગાર જડજ નીમવા. (૪) બધાની નીમણોક ઈંગ્લાંડનો રાજા કરે. (૫) કંપનીના કોઇ નોકરે વેપાર ન કરવો તેમ નજરાણું ન લેવું. એ કાયદાની રૂએ હેસ્ટીંગ્સ પહેલો ગવર્નર જનરલ નીમાયો ઇ. સ. ૧૭૭૩

**રોહીલાનો નાશ**—જ્યારે મરેઠા ૧૭૭૩ માં રોહીલા ઉપર ચડી આવ્યા ત્યારે રોહીલાએ અયોધ્યાના નવાબ સુજાઉદૌલાની મદદ માગી. તે એવો કરાર કર્યો હતો કે તે બદલ રોહીલા દશ લાખ રૂપિઆ અત્યારે ને ત્રીશ લાખ ત્રણ વરસમાં પૂરા કરી દે. પણ મરેઠા લડયા વગર પાછા ગયા તેથી રોહીલાઓએ એ ઠરાવ પાળ્યો નહિ તેથી નવાબે તે વસુલ કરવા ૪૦ લાખ રૂપિઆ અંગ્રેજને આપવા કરી અંગ્રેજની મદદ માગી ને તે વખતે વિલાયતથી નાણું

મંગાવ્યાની તાકીદ આવવાથી નાણાં મોકલવા ખાતર જ હેસ્ટીંગ્સે ૨૦૦૦ રોહીલાનો નાશ કરાવ્યો ને થોડો મુલક આપી એક છોકરાને ગાદીએ બેસાડયો તેના વંશજો આજે રામપુરના નવાબ કહેવાય છે.

**હેંસ્ટીંગ્સના કામો**—નાણાં પૂરા પાડી ડિરેક્ટરોની મરજી સાચવવા ખાતર તે બીજાં પણ નીંદવા લાયક કામો કર્યાં. (૧) બંગાળાના નવાબને મળતું પેન્શન બંધ કરી અર્ધું કર્યું. તથા નવાબ બાળવયનો હોવાથી તેની માને વાલી ઠરાવી ધન કઢાવ્યું. (૨) દિલ્હીનો પાદશાહ મરેઠાને આશ્રયે જવાથી કોરા અહલાબાદ પ્રાંતો ૫૦ લાખથી આયોધ્યાના નવાબને વેચાણ આપ્યા. (૩) કલાઇવે બંગાળાની ઉપજ બદલ ૨૬ લાખ રૂપિઆ પાદશાહને આપવા ઠરાવ્યા હતા તે બંધ કર્યા.

**હેસ્ટીંગ્સ ને તેના કૌન્સિલરો**—હેસ્ટીંગ્સને મદદનીશ ચાર કૌન્સિલરો હતા. તેમાં ત્રણ તેના વિરૂદ્ધ પક્ષના હતા. તેમાં આગેવાન ફ્રાન્સિસ હતો.

**અયોધ્યાનો નવાબ અસોફઉદ્દવલા**—અયોધ્યાનો નવાબ મરણ પામવાથી ત્યાં આ નવાબને ગાદીએ બેસાડી તેની પાસેથી કાશી પ્રાંત લીધો તેથી ત્યાંના રાજા પાસેથી ૨૨॥ લાખની ખંડણી લેવા માંડી, તથા નવાબના રાજ્યમાં અંગ્રેજી લશ્કર રાખી દરસાલ ૩૨ લાખ રૂપિઆ લેવા ઠરાવ્યા તે નવાબ પાસે જુનું લેણું હતું તે કૌન્સિલદારોની સહાયતાથી તે લેવા પામ્યો નહિ.

**નંદકુમાર**—કૌન્સિલમાં હેસ્ટીંગ્સનું વજન ઘટવાથી તેના ઉપર લાંચ લીધાની ફરિયાદો પડી. તેમાં નંદકુમારની ફરિયાદ મુખ્ય

હતી. પણ તેણે અગાઉ ખોટા દસ્તાવેજ કરેલા એવું હેસ્ટીંગ્સે સાબીત કરી આપ્યું તેથી નંદકુમારને ફાંસીએ ચડાવ્યો.

**કૌન્સિલમાં હેસ્ટીંગ્સનું બળ વધ્યું**—વિરૂદ્ધ પક્ષનો એક કૌન્સિલ મરણ પામ્યો તથા ફ્રાન્સિસ વિલાયત જવાથી હેસ્ટીંગ્સનું જોર વધ્યું.

**હેસ્ટીંગ્સને નાણાની તાણ પડવાનાં કારણ**—(૧) પુરંધર મુકામે મરેઠાઓએ સલાહ કર્યાં પછી પોતાના રાજ્યમાં ફ્રેંચ લશ્કર રાખવા માંડયું તેથી મુંબઇના લશ્કરને ત્યાં મોકલ્યું. (૨) ગોહદના રાણાએ સીંધીયાને પાછા હઠાવવા અંગ્રેજની મદદ માગી તેમાં અંગ્રેજી લશ્કર પોફામ તથા ગંદર્દની સરદારી નીચે હાર્યું ને ઘણી ભારે શરતો કબુલ કરવી પડી. (૩) હૈદરે કર્ણાટક ઉપર, ભોંસલાએ કલકત્તા ઉપર ને પેશ્વાએ પુના ઉપર એક સંપ કરી સ્વારી કરી તેથી પણ અંગ્રેજને નાણાની તથા લશ્કરની તાણ પડી.

**ધન મેળવવા હેસ્ટીંગ્સના અન્યાય**—કૌન્સિલરોમાંથી કોઇ આડે આવનાર નહિ હોવાથી હેસ્ટીંગ્સે કાશીના રાજા ચૈતસીંગ ઉપર જુલમ કર્યો. તેની પાસે ઠરાવેલ ૨૨॥ લાખ કરતાં પાંચ લાખ વધારે માગ્યા તે ન આપવાથી હેસ્ટીંગ્સ કાશીએ ગયો ને તેના ઉપર આળ મુકી તેને ઉઠાડી મુકયો ને તેના ભાણેજને ૪૦ લાખ રૂપિઆ ખંડણી લેવા ઠરાવી ગાદીએ બેસાડયો. આ વખતે હેસ્ટીંગ્સ ઘેરાઇ જવાથી બહુ સંકટમાં આવી પડયો હતો. પણ મહા મુશ્કેલીથી બચ્યો હતો અયોધ્યાના નવાબ પાસે ચડેલું લેણું તેની માના ખાનગી ખજાનામાંથી બળાત્કારે કઢાવ્યું તેમાંથી એક કરોડને વીશ રૂપિઆ મળ્યા.

**મરેઠાને ટીપુ સાથે સંધી**—મરેઠા સાથે અંગ્રેજને બે વરસ યુદ્ધ ચાલ્યું. અંગ્રેજ સરદાર પોફામ, ગોદર્દને કર્નલ પીઅર્સ હતા. કેટલીકવાર એક બીજાની જીતો થઇ પણ ટીપુનું બળવાથી સાલ્બાઇ મુકામે ૧૭૮૨ માં સલાહ થઇ તેમાં એવું ઠર્યું કે એક બીજાનો લીધેલો મુલક પાછો આપવો ફ્રેંચને નોકર ન રાખવા, હૈદર સાથે લડવામાં અંગ્રેજને સહાય કરવી. તે પછી હૈદર સાથે બે વરસ લડાઇ ચાલી પણ ૧૭૮૪ માં સલાહ થઇ.

**પીટ્ટનો કાયદો**—કંપનીના રાજ્યનો વહીવટ ડિરેકટરો પાસેથી લઇ પાર્લામેન્ટમાં સોંપવો એવો કાયદો ફોકસે કર્યો. પણ તે ના મંજુર થયો, પછી એજ મતલબનો કાયદો પીટ્ટ નામના પ્રધાને મંજુર કરાવ્યો. ૧૭૮૪ તેમાં એવું ઠર્યું કે ડીરેકટરોમાંથી ત્રણ જણાની છુપી મંડળી ડિરેકટરોને નામે રાજાના મંત્રીઓમાંથી ૭ જણાની નીમેલ સભાના હુકમ પ્રમાણે કામ કરે. એ છમાંનો એક હિંદનો મુખ્ય પ્રધાન કહેવાય. મુંબઇને મદ્રાસના ગવર્નરને એકેક કૌન્સિલ આપવી ને પાર્લામેન્ટની મંજુરી વિના કંપની કોઇ સાથે લડાઇ કે સંધી કરી શકે નહિ.

**હેસ્ટીંગ્સની રાજ્ય પદ્ધતિ**—તેણે પોતાનું કામ દ્રઢતા ચંચળાઇ ને ઉત્સાહથી કર્યું. વસુલાત ઉઘરાવવા કલેકટરો નીમ્યા. ને દેશીઓ પાસેથી મોટા કામો લઇ લીધા પણ લડાઇનું ખર્ચ તથા ડીરેકટરોની નાણાંની તાંણ પૂરી પાડવાને જોરજુલમી કામો કરવા પડયા તે બાબત ફ્રાન્સીસે ને બીજાઓએ વિલાયતમાં કામ ચલાવ્યું તેમાં હેસ્ટીંગ્સને ૧૦ લાખ રૂપિઆનું ખર્ચ થયું ત્યારે છુટયો.

લૉર્ડ કાર્નવાલીસ—આ ગવર્નર જનરલ ૧૭૮૬માં આવ્યો તેણે કામદારોના પગાર વધારી લાંચ લેતા અટકાવ્યા ને નીઝામ સાથે સલાહ કરી તેના રાજ્યમાં અંગ્રેજી સૈન્ય રાખ્યું તે બદલ ગંતુર પરગણું લીધું. અંગ્રેજના મિત્રોની નોંધ કરી તેમાં ટીપુનું નામ ન લખ્યું તેથી ટીપુએ પહેલી વાર કાનડાને કુર્ગ જીતી ત્યાંના એક લાખ માણસને મુસલમાન કર્યા ને બીજી વાર મલબાર ઉપર સ્વારી કરી હિંદુના દેવળો તોડયાં ને ઘણાને મુસલમાન કર્યા એ જુલમથી કાર્નવાલીસે તેના ઉપર ચડાઇ કરી તેમાં તે હારવાથી ૧૭૯૨માં સલાહ થઇ,

જમીનદારી—કાર્નવાલીસે કલેક્ટરો તથા જડજોની જગ્યો ખોલી પણ એ જગ્યો ઉપર દેશીઓને નીમ્યા નહિ. પાદશાહી વખતમાં પરગણાં ઇજારે અપાતાં. અંગ્રેજી રાજ્યની શરૂઆતમાં દશદશ વર્ષના ઇજારાના પટા કરીને આપ્યા પણ આણે ઇ-જારોને વંશ પરંપરાના પટા કરી આપ્યા. ને તેમની પાસેથી દરવર્ષે ઉચક રકમ લેવાનુ ઠરાવ્યું. ખેડુતો પાસેથી જમીનદારો કંપનીને વચ્ચે રાખ્યા વગર નાણા લેતા તેથી મો માગ્યાં નાણાં લઇ મોટા પૈસાદાર થઇ ગયા છે.

આર્કાટના નવાબ સાથે કરાર—અહીંના નવાબ મહમદ અલી સાથે કાર્નવાલીસે એવો ઠરાવ કર્યો કે નવાબે નવલાખ રૂપિઆની ઉપજ જેટલો મુલક અંગ્રેજને આપવો ને લડાઇ વખતે તેના મુલકની વ્યવસ્થા અંગ્રેજ કરે.

કંપનીનો પટો—ઇ. સ. ૧૭૧૪માં કંપનીને દસને બદલે

૨૦ વર્ષનો નવો પટો આપ્યો તેમાં એવું ઠર્યું કે ૩૦૦ ટન સુધીનો વેપાર કંપનીના માણસો સિવાય બીજા પણ કરે

**સરજોનશોરની રાજ્ય નિતિ**—તેણે એવો ઠરાવ કર્યો હતો કે દેશી રાજાઓમાંની તકરારમાં હાથ ઘાલવો નહિ તેથી જ્યારે મરેઠાએ નીજામને ખરડાની લડાઇમાં હરાવ્યા ત્યારે અંગ્રેજે સહાય ન કરી તેથી નીજામે ફ્રેંન્ચ અમલદાર રાખી લશ્કર કેળવવા માંડયું. ૧૭૯૫માં કર્ણાટકનો નવાબ મહમદઅલી મરણ પામવાથી તેના દીકરાને ગાદી આપીને રાજ્યને માથે ઘણું દેવું હતું તે પાર પાડયું.

**અયોધ્યાનો નવાબ**—ઇ. સ. ૧૭૯૭માં અહીંનો નવાબ મરણ પામવાથી તેના પુત્ર વજીર અલ્લીને બેસાડયો. પણ એ ખોટો છે, એમ જણાવવાથી સરજાનશોરે ત્યાં જઇ તેને ઉઠાડી મરનાર અસોફ ઉદ્દૂવલાંના ભાઇ સાદતઅલ્લીને બેસાડયો. વજીર-અલ્લીએ બળવો કરવાથી કાશીમાં કેદી તરીકે રાખ્યો.

## અંગ્રેજી રાજ્યનો વધારો.

**વેલેસલીની રાજ્ય નિતિ**—આનો વિચાર કાર્નવાલીસ તથા સરજાનશોરથી તદ્દન ઉલટોજ હતો. તેણે દેશી રાજ્યોમાં સહાયતા આપવી ને એ રાજ્યોમાં અંગ્રેજી સત્તા સર્વોપરી બેસાડવી એમ ધાર્યું તેથી દેશીઓની વઢવેડ બંધ થઇ ને પ્રજાનું સંરક્ષણ થવા પામ્યું

**૧૭૯૮ ની સાલમાં અંગ્રેજી રાજ્ય સત્તા**—વેલેસ્લી આવ્યો ત્યારે બંગાળા, બિહાર ને ઓડીસા તથા મુંબઇ ને મદ્રાસ

કોહાનો થોડો મુલક ને મહિસુરની દક્ષિણનો ભાગ અંગ્રેજી સત્તા નીચે હતો. અયોધ્યાનો નવાબ તો અંગ્રેજનો આશ્રિત હતો પણ મરેઠા, નીઝામ ને ટીપુના રાજ્યમાં ફ્રેંન્ચો હતા વળી ટીપુતો નેપોલીયન બેનાપાર્ટને તથા કાબુલના રાજા ઝમાનશાહને હિંદમાં લડાઇ કરવા તેડતો હતો.

**નિઝામ સાથે તહ**—વેલેસ્લીએ અંગ્રેજ સત્તાની પડતી જોઇ પણ નિઝામ સાથે એવો ઠરાવ કર્યો કે તમારે અમારો આશરો લેવો ને ફ્રેંન્ચ લશ્કર કાઢી નાખવું તથા તમારા રાજ્યમાં અમારૂં સૈન્ય રહે તે બદલ ખર્ચ આપવું નીઝામે તે કરાર પાળ્યો.

**ટીપુ સાથે લડાઇ**—નિઝામના જેવી સલાહ કરવાને ટીપુને લખ્યું પણ તેણે માન્યું નહિ તેથી બહારના રાજાઓ જોડે પત્ર વહેવાર રાખતો હોઇ તેને માર્યો તે હકીકત પાછળ આવી ગઇ

**મરેઠી રાજય**—તેણે મરેઠી રાજ્ય ઉપર પણ અંગ્રેજનો આશરો લેવા લખ્યું. પણ નાના ફડનવીસની હૈયાતી સુધી એ સ્વીકાર્યું નહિ. તેના મુઆ પછી સને ૧૮૦૦ મા વેલેસ્લીની ઉમેદ બર આવી.

**વગર લડાઇએ રાજ્યપ્રાપ્તિ**—(૧) તંજાવરના રાજા તુળજાજી ૧૭૯૯ માં મરણ પામવાથી ત્યાં પ્રથમ અમરસિંહને ગાદીએ બેસાડયો પણ તે કબજામાં ન રહ્યાથી તે માજી રાજાના દત્તકને વર્ષાસન બાંધી તે રાજય ખાલસા કર્યું. (૨) સુરતનો નવાબ મરણ પામવાથી નસિરૂદ્દીનને એક લાખનું વર્ષાસન બાંધી આપી તે રાજ્ય પણ ખાલસા કર્યું. (૩) કર્ણાટકના નવાબ ઉપર એવું

આળ મુક્યું કે તમે ટીપુને મદદ કરી હતી. તેની તપાસ ચાલતી હતી તેવામાં એ નવાબ મરણ પામ્યો. તેથી તેના પુત્ર અલીહુસેનને પેન્શન આપી રાજ્યની સત્તા છોડવાનું કહ્યું પણ તેણે નહિ માનવાથી તેને ખોટો પુત્ર ઠરાવી ત્યાં અજીમઉદ્દૂવલાને નીમ્યો. તેણે ખર્ચ જતાં બાકીમાં ⅘ લઇ રાજ્યસત્તા અંગ્રેજને સોંપી. (૪) ફરૂકાબાદના નવાબનો ૧૦॥ લાખની ઉપજનો મુલક લઇ ૮૦ હજારનું વર્ષાસન બાંધી આપ્યું. (૫) અયોધ્યાના રાજ્યમાં રહેલું સહાયકારી સૈન્ય સારી સ્થિતિમાં નથી એમ કહી અયોધ્યાના નવાબ પાસેથી વાયવ્ય પ્રાંતનો ઘણો ભાગ લીધો. (૬) નીજામ પાસેથી પણ લશ્કરના ખર્ચ પેટે કેટલોક મુલક લીધો.

**મરેઠી ખટપટ ને વસાઇની સંધી**—આ વખતે મરેઠી રાજ્ય દિલ્હીથી કાનપુર સુધી ને ગુજરાતથી ઓઢીઆ સુધી હતું. પણ તેમાં સંપ રખાવનાર નાનાફડનવીશ કે બાજીરાવ જેવો કોઇ શૂરો પુરૂષ નહોતો. આ વખતે હોલકર મરણ પામ્યાથી તેની ગાદીએ તેના પુત્ર કાશીરાવને ઉઠાડી અનૌરસ પુત્ર જશવંતરાવ બેઠો. તેથી કાશીરાવે સીંધીયા તથા પેશ્વાનો પક્ષ કરી જશવંતરાવ સાથે ઈંદોર મુકામે લડાઇ આરંભી જેમાં જશવંતરાવ હાર્યો. ત્યાર પછી હોલકરે પુના લૂટી બાજીરાવને નસાડયો તેથી બાજીરાવ ગાદી મેળવવા અંગ્રેજને શરણે વસાઇ આવ્યો. ઇ. સ. ૧૮૦૨ માં એવો ઠરાવ થયો કે અંગ્રેજી લશ્કર પુનામાં રહે તેના ખર્ચ બદલ ગુજરાત તથા કર્ણાટકમાં ૨૬ લાખની ઉપજનો મુલક આપવો તથા અંગ્રેજની રજા વિના લડાઇ કે સંધી કોઇ સાથે કરવી નહિ તથા ગાયકવાડ જે નિઝામ

સાથેની તકરારો અંગ્રેજ મારફત પાર પાડવી. આવી શરતે આસકે વેલસ્લીએ બાજીરાવને પુને જઇ ગાદીએ બેસાડયો ઇ. સ. ૧૮૦૩

**મરેઠા સાથે બીજો વિગ્રહ**—વસાઇની સલાહ મરેઠી સરદારોએ માન્ય કરી નહિ ને કહ્યું કે બાજીરાવ મરેઠી રાજ્યનો ઉપરી છે પણ માલીક નથી. ને અમારી રજા વગર ત્રાહિતને મરેઠી રાજ્યમાં ભેળવવાનો હક નથી. અમારી ભાંજગડ અમે કરીશું માટે અંગ્રેજી લશ્કરે પુના છોડી ચાલ્યા જવું ભોંસલે તથા સીંધીઆ અંગ્રેજી સૈન્યને કાઢવા જોરાવરીએ સામા થયા તેથી વેલેસ્લીએ તેમને ઘેરી લેવાનો હુકમ કર્યો તેથી અહમદનગર આગળ આર્થર વેલેસ્લીએ પડાવ નાખ્યો. ગોદાવરી ઉપર નીઝામના સૈન્યે પડાવ નાખ્યો. કૃષ્ણા તુંગભદ્રા વચ્ચે મદ્રાસનું સૈન્ય આવી પહોંચ્યું. કાનપુર આગળ લેક પડાવ નાંખ્યો. તે સિવાય ગુજરાતમાં, બુદેલખંડમાં ને કટક ભણી પણ અંગ્રેજી લશ્કર રહ્યું ને ચારે તરફથી પ્રથમ તો મરેઠી રાજ્યને ઘેરી લીધું લેક સાહેબે દિલ્હી થઇ શાહઆલમને છોડાવ્યો ને આગ્રા જીતી લઇ લાસવારી આગળ સીંધીઆના સૈન્યને હરાવ્યું દક્ષિણમાં આર્થર વેલસ્લીએ અહમદનગર જીતી લઇ વસાઇ આગળ સીંધીયાને તથા ભોંસલેને હરાવ્યા તેથી ઘણું લશ્કર હોવા છતાં દોલતરાવ સીંધીયા તથા રાઘોજી ભોંસલે નાસી ગયાં, પણ પલટણ બહાદુરીથી લડવા છતાં હારી તેવી ગુજરાતવાળે ભરૂચ ને પાવાગઢ જીત્યા. ગોદાવરી ઉપરના લશ્કરે જાલના લીધું. તથા આસીરગઢ, બરાનપુર ને કટક તથા બુંદેલખંડ એ પણ ત્યાંના લશ્કરે જીતી અંગ્રેજની ફતેહ કરી તેથી દેવગામ આગળ ભોંસલેએ સલાહ કરી કે કટક ને બાલસોર અંગ્રેજને આપવા ને વરાડ

નીજામને આપવો. પેશ્વાના વાંધા અંગ્રેજને મારફત પતાવવા તથા યુરોપીઅનમાંથી અંગ્રેજ વિના બીજાને નોકર ન રાખવા. ને એજી-નથાઇ આગળ સીંધીયાએ એવી સલાહ કરી. અહમદનગર અંગ્રેજને તથા ગોદાવરી સુધીનો ભાગ નીજામને આપવો. સીંધીયાએ શાહઆલમ પેશ્વા, નીજામ ને ગાયકવાડના દાવા છોડવા ને બીજી યુરોપી પ્રજાને નોકરમાં ન રાખવી. ૧૮૦૩.

હોલ્કર સાથે લડાઇ—હોલ્કરે પોતાના રાજ્યમાં અંગ્રેજી સહાયકારી સૈન્ય રાખ્યું નહિ, તથા દક્ષિણમાં સીંધીયા ને ભોંસલે સાથે લડાઈ ચાલતી હતી તે વખતે પોતે નવરા થઈ ગએલા રજપુતો પાસેથી ચોથ ઉઘરાવતો હતો. તેથી વેલેસ્લીએ તેમ કરવા ના પાડી. તે તેણે ન માનવાથી લડાઇ થઇ. પ્રથમ મોનસન સાહેબના લશ્કરથી કોટમાં મહા મુશ્કેલીથી બચ્યા ત્યાર પછી દિલ્હીમાં હોલ્કર હાર્યા. પછી લેકે ફરૂકાબાદ આગળ ને મોન-સન તથા ફ્રેઝરે તેને દીગ આગળ હરાવ્યો. ભરતપુરના રાજાએ હોલકારને મદદ કરેલી તેથી તેનો ગઢ કરી ઘણા હુમલા કર્યાં પણ કિલ્લા લેવાયો નહિ. અંતે રાજાએ ૨૦ લાખ રુપિઆ આપી હોલકારનો પક્ષ નહિ કરવાની શરતે સલાહ કરી.

વેલેસ્લી વિલાયત જાય છે—હોલ્કરનું યુદ્ધ પુરૂં થયા પહેલાં તે વિલાયત ગયો. તેણે મરેઠા નિજામ ને અયોધ્યાના નવાબને તાબેદાર બનાવ્યા. તે બહાદુર ને દૃઢમનવાળો, હોવાથી અંગ્રેજી રાજ્યમાં વધારો કરતો ગયો.

લોર્ડ કાર્નવાલીસ—વેલેસ્લીએ મુલક વધાર્યો. પણ એથી ખર્ચ બહુ લાગી ગયું. હોલ્કર તો હજી લડતોજ હતો. માટે

દેશીઓ સાથે સલાહ કરી લડાઇ પતાવી દેવાને ખર્ચ કમી કરવા કાર્નવાલીસને મોકલ્યો. તે કલકતેથી જનરલ લેકથી છાવણી જવા નીકળ્યો. પણ ગાજીપુર આવતાં મરણ પામ્યો ૧૮૦૫.

સરજ્યોર્જ બાર્લો—તેનો વિચાર કાર્નવાલીસના જેવોજ હતો તેણે પ્રથમ સીંધીયા સાથે સંધી કરી ઠરાવ્યું કે ગ્વાલીઅર ને ગોહદ સીંધીયાને આપવા અને સને ૧૯૦૩ માં અંગ્રેજે જે મુલક લીધો હતો તે સીંધીયાને પાછો આપવો ને તે બદલ સીંધીયા ત્રણ લાખ રૂપિઆ કંપનીને આપે ને હોલ્કર સાથે એવો ઠરાવ કર્યો કે ચંબલ નદીની ઉત્તરનો મુલક, બુંદેલખંડ ને પુના ઉપર હોલ્કરે દાવો રાખવો નહિ હોલ્કરે અંગ્રેજી રાજ્યમાં કાંઇ ઉપદ્રવ કરવો નહિ તેથી એ મરેઠી વિગ્રહનો અંત આવ્યો પણ સીંધીયાને હોલ્કર રજપુત રાજયમાં લુટફાટ કરવા લાગ્યા.

વેલોરનું બંડ—૧૮૦૬ માં મદ્રાસની દેશી પલટણમાં એવો ઠરાવ કર્યો કે તેમણે આટલી લાંબી દાઢી રાખવી તથા અમુક ઘાટ ની પાઘડી બાંધવી તેથી તેઓએ જાણ્યું કે આપણને ખ્રીસ્તી કરશે તેથી ત્યાં એ પલટણે બંડ કરી ૧૧૩ અંગ્રેજ અમલદારોને મારી નાખ્યા. તે બંડ ગિલેસ્પીએ સમાવ્યું ને ટીપુના દીકરા ઉપર બંડમાં સામેલ થયાનો શક આવવાથી તેમણે કલકત્તે કેદમાં રાખ્યા.

લોર્ડ મિન્ટો—તે બહુ ચતુર ને દીર્ઘદર્શી પુરૂષ ૧૭૦૭ માં ગવર્નર થઇને આવ્યો તેના વખતમાં નિજામના રાજ્યમાં ચંદુલાલ કરીને બહુ પ્રમાણીક ને પુન્યશાળી રાજ્ય ભક્ત પુરૂષ હતો.

**પરદેશી રાજ્યો સાથે સબંધ**—આ વખતે ફ્રેંચ ભરતખંડ ઉપર આવવાની ધાસ્તીથી ઇનામાં માલ્કમ એલચીને મુલકમાંથી અંગ્રેજોના દુશ્મનને આવવાવા દેવા નહિ. તેવોજ ઠરાવ પંજાબમાં રણજીતસિંહ સાથે મેટકાફને મોકલીને કર્યો તથા કાબુલમાં એલ્ફીન્સ્ટનને મોકલ્યો ને સીંધના અમીરો સાથે પણ એવી મતલબની સલાહ કરી અને દેખરેખ માટે લુધીઆણામાં અંગ્રેજી થાણું મુકયું ૧૮૦૯ એજ સાલમાં ત્રાવણકોરના દીવાને બંડ કરી અંગ્રેજોને દરિયામાં ડુબાવી દેવાથી તેના ઉપર લશ્કર ચાલ્યું તેમાં તે હાર્યો ને આપઘાત કરી મરણ પામ્યો. બુંદેલખંડમાં અંદર અંદર લડાઈઓ ચાલવાથી મીન્ટોએ ત્યાં જઇ બંદોબસ્ત કર્યો.

**ફ્રેંચ થાણાં જીતી લીધાં**—આ વખતે યુરોપમાં ફ્રેંચ તથા અંગ્રેજ વચ્ચે લડાઇ ચાલી. ફ્રેંચના રાજા નેપોલીયને પોર્ટુગાલ તથા હોલાંડ દેશો જીતી લીધાથી એશિયામાંથી પણ તેમનો મુલક ફ્રેંચને તાબે થયો. એ વખતે મિન્ટોએ મોરીસ તથા બુર્બો અને જાવા જીત્યા તેમાં મોરીસ તો હજી અંગ્રેજના કબજામાં છે.

**કંપનીની સનંદ**—મુદત પુરી થવાથી કંપનીને નવો પટો મળ્યો તેમાં એવું ઠર્યું કે હિંદમાં તમામ અંગ્રેજોને વેપારની છુટ છે ને કંપની ફક્ત ચીન સાથે જ વેપાર કરે.

**લોર્ડ મિન્ટોની વીઇસરૉયગીરી.**—એના વખતમાં આ દેશને ખર્ચે ખ્રિસ્ત પાદરીઓ નીમાણા. પણ આ વખતે નેપાળી ગુરખાઓ અંગ્રેજી રાજ્યમાં લૂંટફાટ કરવા માંડી તથા હોલ્કરના સરદાર અમીરખાને ફાંસીખોરા પિંઢારા જમાવવા માંડયું. તેનો

બંદોબસ્ત મિન્ટો સાહેબ કરતો હતો એવામાં તેને વિલાયત જવું પડયું ૧૮૧૪.

લોર્ડ હેસ્ટીંગ્સ—આ ગવર્નર જનરલ બહુ બહાદુર હોશીઆર, દઢમનનો ને અનુભવી હતો તેના વખતમાં ત્રણ બનાવો બન્યા તે નીચે પ્રમાણે.

નેપાળ સાથે લડાઈ—નેપાળમાં રજપુત રાજાના આશરા તળે પહાડી ને તોફાની ગુરખા લોકોએ જબરૂં તોફાન કરી સીકીમના રાજાને માર્યો તથા અંગ્રેજી થાણાં કાઢવા માંડયાં તેથી હેસ્ટીંગ્સે ૪૦૦૦ માણસોની ચાર ટુકડી કરી જુદે જુદે ચાર ઠેકાણે તેમના ઉપર હુમલો કરવા ફરમાવ્યું તેમાં જેલેસ્પા મરાયો પણ બીજી તરફથી આકટરલોનીએ ગુરખાને હરાવી નરમ પાડયા તેથી સને ૧૮૧૬ ની સંધીમાં એવો ઠરાવ થયો કે સીકીમના રાજાને ઉપદ્રવ કરવો નહિ, બીજી કોઇ યુરોપી પ્રજા તથા અમેરીકનોને નોકરી આપવી નહિ. તથા કુમાઉન પ્રાંત અંગ્રેજને આપવો તેથી તે પ્રાંતમાં આવેલું સીમલા અંગ્રેજને મળ્યું.

(૨) પિંઢારા—એમાં કોળી, ભીલ, રજપુત, ગોસાંઇ વગેરે બહારવટીઆ હતા. તેઓ ચારે તરફ કનડગત કરતા તેમનું રહેઠાણ મધ્ય હિંદમાં હતું. તેમને પિંઢારા કહેતા. લોકોને બાળી મુકીને તથા મોઢે મરચાના પાવરા બાંધી ધન કઢાવતા સીંધીયા ને હોલ્કર તેમને આશરો આપતા. તેમણે અંગ્રેજી મુલકમાં પણ લુંટફાટ કરવા માંડી. તેમના સરદાર અમીરખાન, કરીમખાન ચીતુ ને વસીલ મહંમદ હતા.

**પિંઢારાંનો નાશ**—તેઓ આ વખતે બહુ જોરમાં હતા. ને ચારે તરફ ત્રાસ વરતાવ્યાથી હેસ્ટીંગ્સે ૧૧૩૦૦૦ સૈન્યને ૩૦૦ તોપો જમાવી તેના જુદાજુદા ભાગ પાડી તેમનો નાશ કરવા ધાર્યું. એ લશ્કરને ગ્વાલીએર, બુંદેલખંડ, કટક ગુજરાત વગેરે ઠેકાણે લશ્કર મોકલ્યું હેસ્ટીંગ્સે પંડે લડાઇ ચલાવી ચારે તરફથી પીંઢારાને દબાવી ઘેરી ઘેરીને નાના ચકરમાં લાવ્યા તેથી અમીરખાન તથા કરીમ શરણ આવ્યા. ચીતુર હોલ્કરના લશ્કરમાં ભળી ગયો ને વસીલ મહંદ સીધીઆને શરણે આવવાથી એ લોકોનું જોર નરમ પડયું પછી એ લોકો ખેતીનો ધંધો કરવા લાગ્યા.

**મરેઠા સાથે ચોથો વિગ્રહ**—આ વખતે મરેઠાએ પિંઢારાને ફૂટવી મુકી પોતે પણ લડવા તૈયાર થઇ રહેલા હતા. પેશ્વા પણ અંગ્રેજથી સ્વતંત્ર થવા તૈયારી કરતો તેને ભોંસલેએ તથા હોલ્કરે સહાય આપી. ગાયકવાડ અંગ્રેજના પક્ષમાં હતો. તેની પાસે ગુજરાતના મહેસુલ સંબંધી વાંધા હોવાથી તેનો નીકાલ કરવા ગાયકવાડે પોતાના દીવાન ગંગાધર શાસ્ત્રીને અંગ્રેજની બાંહેધરીથી પુને મોકલ્યો. પણ બાજીરાવે તેને પંઢરપુરમાં મારી નંખાવ્યો ૧૮૧૫. આ બાબત પેશ્વા ઉપર બહુ સખ્તાઇ કરી ત્યારે મારી નાખનાર ત્રીબંકજી ડેંગલેને અંગ્રેજને સ્વાધીન કર્યો. પણ ત્યાંથી નાશી છુટી તોફાન કરવા લાગ્યો. બાજીરાવ તેને ખાનગી મદદ આપતો હતો. તેથી એલ્ફીન્સ્ટને પેશ્વાની સ્વતંત્રતા કમી કરી તેની પાસેથી કેટલોક મુલક મેળવ્યો.

**પેશ્વાઇનો અંત**—બાજીરાવે ખડકીની અંગ્રેજી છાવણી ઉપર મોટા સૈન્ય સાથે હુમલો કર્યો પણ હાર્યો ને નાઠો. વળી સંધી

વધારે સૈન્ય હોવા છતાં બીજી વખત કોરેગામ આગળ પણ હાર્યો. બાજીરાવના બાયલા સ્વભાવથી બાપુ ગોખલે વીર પુરૂષ કંટાળી ગયો હતો. બાજીરાવ આસ્ટા આગળ હારીને નાઠા પછી બાપુ ગોખલે ૩૦૦ માણસો લઇને મરણ પર્યંત લડયો. સને ૧૮૧૮ ત્યાર પછી બાજીરાવ માળવામાં જતાં સરજાન મલકમથી પકડાયો. તેની સાથે એવી સંધી થઇ કે બાજીરાવે ૮ લાખનું વર્ષાસન લઇ બીઠુરમાં રહેવું ને તે રાજ્ય અંગ્રેજોએ ખાલસા કર્યું ને મરેઠી રાજાને છોડી રૂા. ૧૫ લાખની ઉપજનો મુલક આપી સતારામાં રાખ્યો. પુનામાં એલ્ફીન્સ્ટન રહ્યો. તેણે રૈયતના હક્કો કાયમ કરી રૈયતને શાંત કરી.

**ભોંસલે સાથે લડાઇ**—રાઘોજી ભોંસલેના મુઆ પછી પરસાન્ડ બેઠો તેનો કારભાર આપા સાહેબ ચલાવતો. તેણે થોડી મુદતે પરસાજીને મરાવી ગાદી લીધી પણ બાજીરાવની પેઠે બંડ કર્યું ને નાગપુરમાંથી અંગ્રેજી છાવણી કાઢી મુકી તેથી અંગ્રેજોએ તેને હરાવી તેના દીકરાને બીજા રાઘોજીના નામથી ગાદીએ બેસાડયો તે આપા સાહેબને પકડી અલ્હાબાદ જતાં રસ્તામાં છુટી ગયો ને નાસી જોધપુરમાં રહી આયુષ્ય પુરૂ કર્યું.

**હોલ્કર સાથે લડાઈ**—જસવંતરાયને ગાંડપણ આવવાથી મરણ પામ્યો ત્યારે ત્યારે તેનો પુત્ર મલ્લાવરાવ ગાદીએ બેઠો ને તેની મા તુલસીબાઇ રાજ કારભાર કરવા લાગી. બાજીરાવે હોલ્કરને પોતાની સાથે બંડમાં સામેલ રહેવા લખ્યું. તે વખતે તે બાઇએ અંગ્રેજનો પક્ષ કરી ન માન્યું તેથી તેના ઉન્મત સરદારોએ તેને મારી નાખી ને સરદારોએ પીંઢાર વગેરેને સહાયે રાખી

અંગ્રેજ સાથે માહીદપુર આગળ લડાઇ ચલાવી તેમાં હોલ્કર સૈન્ય હાર્યું તેથી સલાહ થઇ તેમાં એવો ઠરાવ થયો કે અમીર પીંઢારાને રોકની ને ગફુર ને જાવરાની જાગીર આપી ને બાળપુત્રને ગાદી સોંપી એવું ઠરાવ્યું કે પીંઢારાને આશરો આપવો નહી રજપુતાના દાવા છોડવા ને સાતપુડાની દક્ષિણનો મુલક અંગ્રેજને સોંપવો ઇ. સ. ૧૮૧૮.

**રજપુત રાજયો સાથે સલાહ**—રજપુતસ્થાનમાં મરેઠા લુંટફાટ કરતા. તેમજ એ રાજાઓ પણ માંહો માંહે લઢી નબળા પડતા તેથી અંગ્રેજે ઉદેપુર, જોધપુર, જેપુર વગેરે મોટાં મોટાં રાજયોને આશરામાં લઇ સલાહ કરી. કાઠિઆવાડના રાજા રજવાડા સાથે પણ એજ સાલમાં એટલે ૧૮૧૮ માં સલાહ કરી.

**કચ્છ સાથે સંધી**—કચ્છના રાવ બહારમલજીએ લધુભાને મારી નાંખ્યો તેથી લધુની સ્ત્રી અંગ્રેજને આશરે આવી તેથી કચ્છમાં જઇ મારનારને પદભ્રષ્ટ કર્યો ને તેના નામથી રાજ્ય ચલાવવાની દિવાનને સુપ્રત કરી ઇ. સ. ૧૮૧૯.

**અંગ્રેજી રાજયમાં વધારો**—આજ સુધીમાં મુંબઇની આસપાસનો થોડો મુલક અંગ્રેજી સત્તા નીચે હતો. તે આણે પશ્ચિમ તરફ ગુજરાત, ખાનદેશ, મહારાષ્ટ્ર ને કોકણ એ ભાગો જીતી વધારો કર્યો. તથા ડહાપણને પદારતાથી રાજય ચલાવી લોકોનાં મન સંતોષ્યાં. પ્રથમ બંગાળામાં નિશાળો ઉઘાડી કેળવણી આપવાનો પાયો નાખ્યો. એના વખતમાં પહેલ વહેલું વર્ત્તમાનપત્ર નીકળ્યું. એ ઇ. સ. ૧૮૨૩માં વિલાયત ગયો.

**લોર્ડ આમહર્સ્ટ**—હેસ્ટીંગ્સ પછી તરતજ લોર્ડ આમહર્સ્ટ આવ્યો તેના વખતમાં મુખ્ય બે બનાવ બન્યા.

(૧) **બ્રહ્મી લોક સાથે લડાઈ**—બ્રહ્મી લોકોના જુલમથી આસામની પ્રજા અંગ્રેજી આશરા તળે આવી. તેને અંગ્રેજે પાછી આપી નહિ. વળી બ્રહ્મી લોકોએ આરાકાન માગ્યો તે પણ ન આપ્યો તેથી લડાઇ ચાલી. પ્રથમ બ્રહ્મીઓએ શાહપુર બેટ ઉપર હુમલો કર્યો ને વહાણ લુંટી માણસોને કેદ કર્યા તેથી અંગ્રેજોએ એ બેટ પાછો લીધો ને કેમ્બેલની સરદારી તળે ત્યાં લસ્કર મોકલ્યું તેમાં બ્રહ્મી હાર્યા. માણસને પણ એટલામાં ચોમાસુ બેસવાથી ત્યાંના હવા પાણી પલટણના રૂચતાં ન આવવાથી ઘણાં મરણ પામ્યા તેથી પલટણે ત્યાં જવા તોફાન કર્યું. તેમાં કેટલાકને અંગ્રેજે તોપે ઉડાવ્યા ને કેટલાકને ફાંસી દીધી. પછી અંગ્રેજી લસ્કરે આરાકાન, માર્ટાબાન, આસામ તથા તેના સરીમ જીતી લીધા ને બ્રહ્મીનો સરદાર મહાબંધુલો ૧૮૨૫ માં માર્યો ગયો તથા બ્રહ્મી રાજા આવા નજીક પાગામ આગળ પકડાયો તેથી એવો ઠરાવ થયો કે બ્રહ્મી રાજાએ લડાઇના ખર્ચ બદલ અંગ્રેજને એક કરોડ રૂપિઆ તથા આસામ, આરાકાન, ને તેના સરીમ પ્રાંતો આપવા

**ભરતપુરની જીત**—ભરતપુરનો રાજા બળદેવસીંહ મરણ પામવાથી રેસીડેન્ટ આક્ટરલોનીએ બાળકુંવરને ગાદીએ બેસાડયો પણ દુર્જનસાલે તેને ઉઠાડી પોતે ગાદી લીધી તથા અંગ્રેજ સામે લડાઇ ચલાવી. આક્ટરલોનીએ બાળરાજાની સહાય કરી તૈયારી કરી તેથી આમહર્સ્ટે વચ્ચે પડવા ના લખી તેથી આક્ટરલોનીએ રાજીનામું આપ્યું ત્યારે તેની જગોએ મેટકાફ રેસીડેન્ટ નીમાયો. આગળ જતાં

ગવર્નર જનરલને પોતાની ભૂલ માલુમ પડવાથી બાળરાજાની વહારે રહેવા લખ્યું ને કામ્બરમીઅરને ૨૦ હજાર સૈન્ય સાથે ભરતપુર જીતવા મોકલ્યો. તેણે તે અજીતગઢ લીધો ને દુર્જનલાલને કેદ કરી અલ્લાબાદમાં મોકલી દીધો. લોર્ડ આમહર્સ્ટના વખતમાં વર્ષનો થોડો વખત સીમલામાં રહેવાનો રીવાજ પડ્યો, તે પછી લોર્ડ બેન્ટિક આવ્યો.

**લોર્ડ વિલીયમ બેન્ટિક**—વેલોરના બંડ વખતે તે મદ્રાસમાં ગવર્નર હતો. તેના વખતમાં કુર્ગનું રાજ્ય ખાલસા થયું. મહીસુનાર રાજ્યમાં જપ્તી બેઠી, ખર્ચ કમી કરી ઉપજ વધારવાની યોજના ચાલી. કાચારનું રાજ્ય ખાલસા થયું દેશીઓને મોટા હોદ્દા અપાયા, સતી થવાનો ચાલ બંધ થયો. મનુષ્ય વધ, ઠગાઇ, દીકરી હત્યા, વગેરે બંધ કરી ઘણા સુધારા થયા.

**બેન્ટિકની રાજ્યનીતિ**—એના સાત વર્ષના અમલમાં નાના નાના ઝઘડા થયા. તે વિના રાજ્યમાં શાન્તિ થઇ. તેણે મુલક વધારવા લક્ષ આપ્યું નહિ. પણ જીતેલા મુલકમાં શાન્તિ ને આબાદી રાખી પ્રજાની પ્રીતિ સંપાદન કરી. તેણે ભલમનસાઇ રાખી તોપણ પોતાના તાબાની રૈયત પીડાય તેનો બંદોબસ્ત કરવામાં બેદરકાર રહ્યો નહિ.

**કાચાર ને કુર્ગ ખાલસા થયું**—બંગાળાની પૂર્વમાં કાચારનો રાજા અપુત્ર મરણ પામવાથી પ્રજાની માગણી ઉપરથી તે રાજ્ય ખાલસા કર્યું. ૧૮૩૫. કુર્ગનો રાજા ઉન્મત થઇ જવાથી પ્રજાની માગણીથી એ રાજ્ય પણ ખાલસા કર્યું. ૧૮૩૪.

**મહીસુર ઉપર જપ્તી બેઠી**—લોર્ડ વેલેસ્લીએ અંગ્રેજ અધીકારીઓની દેખરેખ નીચે આ રાજ્ય હૈદરને ટીપુના પ્રધાન પુર્ણિઆને સોંપ્યું હતું. પછી રાજાને મળતાં તેણે પુર્ણિઆને કાઢી મુકયો તેથી રાજ્યમાં અંધેર ચાલી બળવો ઉઠયો. તે બેન્ટિકે સમાવી ત્યાં જપ્તી બેસાડી.

**નાના નાના બળવા**—(૧) બંગાળા નૈઋત્ય કોણમાં કોલ લોકોની મુગ્ધતાઇને લીધે તેમની જમીન ત્યાંના જમીનદારોની ખુંચીવી લીધી તેથી તેમણે બંડ કર્યું. તે બેન્ટિકે ત્યાં જઇ સમાવ્યું ને કોલ લોકોનો બંદોબસ્ત કર્યો. (૨) સેયદ અહમદ નામે એક પંજાબીએ બંગાળામાં નવો ધર્મ સ્થાપ્યો. તે લોકોએ તોફાન કરવાથી હિંદુ જમીનદારોએ તેમનો દંડ કર્યો તેથી ટીટમીરની સરદારી નીચે તેમણે બંડ કર્યું. તે પણ સમાવ્યું. (૩) જોધપુરનો રાજા માનસીંગ ગાંડો થવાથી પટાવતોએ તેને કાઢી મુકયો. તેથી અંગ્રેજને શરણે ગયો. અંગ્રેજે મદદ કરી ગાદીએ બેસાડયો. પણ પાછો ગાંડાઇનાં કામો કરવા લાગ્યો. તેથી અંગ્રેજી સૈન્ય મોકલી તેને તાબે કર્યો ૧૮૩૪. (૪) જેપુરનો રાજા બાળક હોવાથી તેની મા એક વાણીયાને દીવાન ઠરાવી રાજ્ય કરતી પણ તેના પટાવતોએ તેને કાઢી એક રજપુતને દીવાન બનાવ્યો. તેના કામમાં એ બાઇ આડે આવતી ને તેનું કાંઇ ચાલવા દેતી નહિ. તેથી રેસિડેન્ટ આકટર લોનીએ વચ્ચે પડી વાણીયાને બોલાવ્યો. તેથી પટાવતો તકરાર કરવા મંડયા તે તકરાર મોટકાફે પાર પાડી. તો પણ રાજા રાણીના મુઆ પછીજ ખરેખરૂં સમાધાન થયું. (૫) ભોપાળની સીકંદર બેગમના જમાઇએ બંડ કર્યું, તે બેન્ટિકે સમાવ્યું ને તેની દીકરીને

ગાદીએ બેસાડી. એ નવી બેગમે હોશિઆરીથી રાજ્ય ચલાવ્યું ને સિકંદરને જાગીર આપી.

ખર્ચમાં ઘટાડો—પહેલાના વખતમાં મોટી મોટી લડાઇઓ થવાથી બહુ ખર્ચ લાગી ગયું હતું તેથી બેન્ટિંકે મોટા હોદ્દાવાળાના પગાર કમી કર્યાં, તથા એક હોદ્દેદારને બે કામો સોંપ્યાં લડાઈનું ભથુ અર્ધું કર્યું કેટલાંક મોટા ખાતાં બંધ કર્યાં એમ કરી વરસે દોઢ કરોડનું ખર્ચ ઘટાડયું ને માળવાના અફીણ ઉપર જકાત નાંખી નવી ઉપજ વધારી.

સુધારા—(૧) ઇન્સાફ જલદી મળે માટે જડજના હાથ નીચે સદર અમીન ને મુનસફની કોર્ટો કાઢી ત્યાં દેશીઓને ગોઠવ્યા. (૨) કોર્ટોમાં ચાલતી ફારસી ભાષા બંધ કરી સ્થાનિક ભાષામાં કામ કરવા ફરમાન કર્યું. (૩) દેશીઓને વધારે કેળવવા સંસ્કૃત શાળાઓ સાથે અંગ્રેજી સ્કૂલ તથા વૈદકશાળા ઉઘાડી. (૪) સતી થવાનો ચાલ બંધ કર્યો. (૫) ઓઢીઆમાં નરમેધ કરવાનો રીવાજ હતો તે અટકાવ્યો. (૬) જાડેજાઓ દીકરીઓને દૂધ પીતી કરતા તે રિવાજ બંધ કર્યો.

ઠગ લોકોનો બંદોબસ્ત—મધ્ય હિંદુસ્તાનમાં ઠગ લોકો રહેતા હતા. તેઓ મુસાફરીનો ડોળ કરી મુસાફર સાથે ચાલે ને લાગ આવ્યેથી મુસાફરોને મારી તેમનું સર્વસ્વ લઇ લેતા. તેનો નાશ કરવા બેન્ટિંકે કપ્તાન સ્લીમાનને નીમ્યો તેણે ત્રણ ચાર વર્ષે સર્વને પકડયા. તેમને જબલપુરમાં તંબુ વણવાનું કામ અંગ્રેજે શીખવી સુધાર્યા.

**વિલાયત જવાનો માર્ગ**—એના વખતમાં મિસરમાં થઇ યુરોપમાં જવાના ટુંકા રસ્તો ફક્ત એક મહીનાની મુદતનો નીકળ્યો ત્યાર પહેલાં કેપ ઓફ ગુડ હોપને રસ્તે થઇ જતા ચાર પાંચ માસે પહોંચી શકાતું.

**વાયવ્ય પ્રાંત**—તેણે વાયવ્ય પ્રાંતમાં જમીનદારીની નવી આકરણ ત્રીશ વર્ષને માટે ગામવાહીની રીત દાખલ કરીને વાયવ્ય પ્રાંતને નવો ઇલાકો ગણી ત્યાં સર ચાર્લસ મેટકાફને ગવર્નર ઠરાવ્યો ૧૮૩૭.

**સિંધ અને પંજાબ**—આ વખતે હિંદમાં ફ્રેન્ચ લોકો આવવાની બીક નહોતી. પણ રૂશિઅનોની હતી તેથી બેન્ટિકે પંજાબના રાજા રણજીતસિંહ સાથે મળી સલાહ કરી કે રૂશિયનોને ન આવવા દેવા. વળી એજ મતલબની સલાહ કરવા સિંધના અમીરો પાસે મેજર પોટીંજરને મોકલ્યો. તેણે આમીરોની ખુશી નહોતી છતાં ઉત્તમ ઉપદેશ આપી સલાહ કરી.

**કંપનીનો નવો પટો**—૧૮૩૩માં વીશ વર્ષની મુદત પૂરી થવાથી આ વખતે નવો પટો મળ્યો તેમાં વીશને બદલે દશ વર્ષની હદ બાંધી ને કંપનીને વેપારની બંધી કરી રાજ્ય ચલાવવાની સત્તા આપી ને ચીનમાં તમામ પ્રજાને વેપારની છુટ આપી.

**વિદાયગીરી**—એ પ્રમાણે બેન્ટિક દેશીઓમાં વહાલો થઇ ઉપજ વધારી તથા ખર્ચ કમી કરી નવું રાજ્ય વધારી સને ૧૮૩૫ માં વિલાયત ગયો.

## અંગ્રેજી રાજ્યનો વધારો.

**સર ચાર્લ્સ મેટ્કાફ**—આ વાયવ્ય પ્રાંતનો ગવર્નર સર્વે વાતે બેન્ટિકનો અનુસારી હોવાથી તેને ગવર્નર જનરલની પદવી આપી. એણે હિંદના છાપખાનાને છુટ આપી પોતાના સ્વતંત્ર વિચારો દર્શાવવાની યોજના કરી. પણ વિલાયતમાં બદલાતા નવા પ્રધાન મંડળને એ વાત રૂચતી ન આવવાથી મેટ્કાફને બદલી ત્યાં આકલાંડની નીમણુક કરી.

**લોર્ડ આકલાંડ**—તેના વખતમાં મુખ્ય ત્રણ બનાવો બન્યા.

(૧) **સતારાના રાજાને પદભ્રષ્ટ કર્યો**—ત્યાંનો રાજા પ્રતાપસીંગ અંગ્રેજ સામે બંડ કરવા તૈયારી કરતો હતો તેથી તેને પદભ્રષ્ટ કરી કાશીમાં રાખ્યો ને તેના ભાઇ આપા સાહેબને ગાદી આપી.

(૨) **કાબુલનું રાજ્ય**—આ વખતે અહમદશાહ અબ્દલ્લીના વંશનો શાહસુજા અહીં રાજ્ય કરતો હતો. તેની પાસેથી તેના ભાઇ મહમદે રાજ્ય ખુંચવી લીધું તેથી તે નાસી જઇ લુધીઆનામાં અંગ્રેજને આશરે રહેતો હતો. આગળ કાબુલમાં ફતેહખાનને મહમદે મારી નાખવાથી તેના વીશ ભાઇઓએ રાજ્ય જીતી મહમદને કાઢી મુકયો અને તે રાજ્ય તે વીશ ભાઇઓએ વહેંચી લીધું તેમાં કાબુલ ને ગીજની દોસ્ત મહમદને ભાગ આપ્યાં હતાં.

**કોહીનુર**—આ હીરાની ઉત્પત્તિ મુળ હિંદુસ્તાનમાં થઇ હતી. તે હાલમાં ઇંગ્લાંડના શહેનશાહના મુગટમાં બીરાજે છે. જ્યારે પઠાણોએ

દિલ્હી લીધું ત્યારે તેમને હાથ એ હીરો આવ્યો હતો. પઠાણો પાસેથી મોગલો પાસે આવ્યો. ને મોગલો પાસેથી નાદીરશાહ ઇરાનમાં લઇ ગયો. ત્યાંથી અહમદશાહ અબદલ્લી કાબુલમાં લાવ્યો ને ત્યાંથી શાહશુજા પંજાબમાં લાવ્યો તેની પાસેથી રણજીતસિંહ પાસે આવ્યો પછી જ્યારે પંજાબ ૧૮૪૯ અંગ્રેજ સરકારે ખાલસા કર્યો ત્યારે એ હીરો અંગ્રેજના હાથમાં આવ્યા પછી ભાગ્યશાળી થઇ એક સ્થળે નિરાંતે બેઠો.

**શાહસુજા ફરીને કાબુલ જીતે છે**—શાહસુજાએ પંજાબના રાજા રણજીતસિંહ સાથે મળી કાબુલ જીતવા તૈયારી કરી. ને સિંધમાં થઇ તે જીતવા ચાલ્યો સિંધના અમીરો પાસેથી ચઢેલી ખંડણી પેટે ત્રણ લાખ રૂપિઆ લીધા ને પછી કાબુલ જઇ તે જીત્યું ૧૮૩૪ પણ દોસ્ત મહંમદે હરાવી કાઢી મુકવાથી તે ખીલાતના ખાનનો આશ્રય મેળવી ફરી લુધીઆણે આવ્યો ૧૮૩૫.

**રણજીતસીંહ પેશાવર જીતે છે**—દોસ્ત મહંમદ કંદહાર ઉપર ચડ્યો તે તકનો લાભ લઇ રણજીતસિંહે પેશાવર લીધું. તેથી દોસ્ત મહંમદ તે પાછું લેવા ૬૦ હજારનું સૈન્ય લઇ ચઢયો પણ હારી પાછો ગયો. તેથી બીજે વરસે પોતાના પુત્ર અકબરખાનને મોકલ્યો તેણે શીખ સરદારને હરાવીને માર્યો. પણ રણજીતસિંહે નવું લસ્કર મોકલી અફઘાનોને પાછા હરાવ્યા.

**ઇરાની લશ્કર હીરાત ઉપર ચઢે છે**—રૂશિયન લોકની શીખવણીથી ઈરાનના શાહે હિરાત જીતવા ચડાઇ કરી. મધ્ય એશિઆમાં શોધ કરવા ગયેલ મેજર પોટીંજર એમ માનતો હતો કે જો

હિરાત જશે તો રૂશિયનોને હિરાતમાં થઇ હિંદમાં આવવું સુગમ પડશે. તેથી તે રાજ્ય-ભક્ત સ્વરાજ્યના રક્ષણાર્થે પોતાની જાત અકકલથી ઈરાનના શાહને ત્યાં નોકર રહ્યો. ને તેને ઉપદેશ કર્યો તેણે પોતાની બહાદુરી, દ્રઢતા, હોંશિયારી ને આગ્રહથી જ તે શહેરનું રક્ષણ કર્યું છે.

**કાબુલ ઉપર ચડાઇનું કારણ**—કાબુલનો અમીર દોસ્ત મહંમદ રૂશિયાના પક્ષમાં છે એવું રૂશિયાનો વકીલ કાબુલમાં આવ્યાથી જણાયું. તેથી અંગ્રેજોએ બર્ન્સ નામના વકીલને કાબુલ મોકલ્યો. તેને અમીરે કહ્યું કે જો તમે પેશાવર અપાવો તો હું તમારો સાચો મિત્ર થાઉં પણ ગવર્નર જનરલે એ વાત માન્ય કરી નહિ તેથી બર્ન્સ પાછો ફર્યો ને દોસ્તમહમદે રૂશિયા સાથે દોસ્ती કરી. આથી અંગ્રેજોએ રણજીતસીંગ સાથે પાકી દોસ્તી કરીને કહ્યું કે દોસ્તમહંદને કિઢાડી આપણે શાહસુજાને ગાદીએ બેસાડવો એમ કહી કલકત્તા તથા મુંબઇથી અંગ્રેજી લશ્કર મંગાવ્યાં.

**સીંધના અમીરો સાથે નવી સંધી**—શાહસુજાએ ચડેલો ખંડણી પેટે ૩ લાખ રૂપિયા લઇ અમીરોને રાજીનામું આપ્યું હતું છતાં ફરીને ૨૫ લાખની ખંડણી માગી ને નવી સંધી કરવા કહ્યું કે અમીરોએ અંગ્રેજનું ઉપરીપણું રાખવું તથા અંગ્રેજી લશ્કર રાખવા બદલ દર સાલ ત્રણ રૂપિઆની ખંડણી આપવી. તે અમીરોએ ન માન્યું તેથી મુંબઇથી લશ્કર લઇ મી. કીન કરાંચી આવ્યો ને તે જીતી હૈદરાબાદ ઉપર ચઢયો ત્યારે અમીરોએ સંધી ઉપર સહી કરી.

**ખીલાતના ખાન સાથે સલાહ**—મુંબઈનું તથા બંગા-

ળાનું લસ્કર શીકારપુર આગળ એકઠું થઇ બોલનઘાટમાં પેઠું પણ તેમને ઘાસ ચારો પાછળ રહી જવાથી ઉંટ ખચ્ચર વગેરે મરવા પડવાં વળી બલુચી લોકોએ પાછળ રહેલા માલ લૂંટવા માંડયો તેથી બર્ન્સ ખાલાતના ખાન સાથે બંદોબસ્ત કરવા ગયો. તે તરતમાં સમજી જવાથી એવું ઠર્યું કે અમારો પાછળ રહેલો માલ સહીસલામત પહોંચાડવો તથા તે આવે ત્યાં સુધી તમારે ખોરાક પૂરો પાડવો. મહેરાબખાને એ બધું કબુલ કર્યું.

**શાહસુજા કાબુલની ગાદીએ બેસે છે**—અંગ્રેજી સૈન્યને ખેબરઘાટને માર્ગે શાહસુજાનો દીકરો તેમૂર તથા શીખ લસ્કર એ બધું આવી મળ્યું તેમણે કંદહાર જીતી ગીજની લીધું. ને કાબુલ ઉપર ચડાઇ કરી દોસ્ત મહંમદને નસાડયો ને શાહસુજાને ગાદીએ બેસાડયા. પછી કાબુલ, કંદહાર, ગીજની ને જલાલાબાદમાં તેના રક્ષણાર્થે ૧૦ હજારનું સૈન્ય રાખી બાકીનું સૈન્ય હિંદમાં પાછું મોકલ્યું.

**ખીલાત જીત્યું**—ખીલાતના ખાને લુટારાનો બંદોબસ્ત બરાબર કર્યો નહોતો તથા જોઇતો ખોરાક પૂરો પાડયો નહોતો તેથી મુંબઇના લસ્કરને જનરલ વિલ્ટશાયરની આગેવાની નીચે ત્યાં મોકલ્યું તેમણે ખાનને માર્યો, ને તેના સગાને ગાદી આપી તથા તેમાંથી ફળદ્રુપ ત્રણ પ્રાંતો શાહસુજાના રાજ્ય સાથે ભેળવ્યા.

**દોસ્તમહંમદ શરણ થાય છે**—કાબુલમાંથી તે નાશી ઉત્તરમાં ગયો ને ત્યાં જઇ લસ્કર જમાવ્યું એવામાં પાછળ ગએલ સેબર્ટસેલ સાથે પરવાન આગળ લડાઇ થઇ તેમાં જીત્યો પણ કાબુલ કોઇ રીતે લેવાશે નહિ. એમ ધારી અંગ્રેજને શરણે આવ્યો તેથી

તેને એ લાખનું વર્ષાસન બાંધી આપી કુટુંબ સાથે કલકત્તે રાખ્યો ૧૮૪૦.

**કાબુલમાં બળવો**—અહીં ફીરંગીઓનું રાજ્ય થયું તે અફ્ઘાનોને નહિ ગમવાથી તેમણે બંડો કર્યાં પ્રથમ ગીલ્જાઇ લોકે બળવો કરી મેકનોટન તથા બર્ન્સને માર્યા તેથી બહુ ત્રાસ વર્તાણો આ વખતે અંગ્રેજી સૈન્યનો સેનાપતિ એલ્ફીન્સ્ટન હતો તે ઘરડો હોવાથી લડાઇ માટે અશક્ત હતો તેથી નામોશી ભરેલી શરતો કબુલ કરી હિંદમાં પાછા આવવા કબુલ કર્યું. પછી એલ્ફીન્સ્ટન, લેડીમેકનોટન તથા લેડી સેલને બાંહેધરીમાં સોંપી સૈન્ય આગળ ચાલ્યું. મહામુસ્કેલીથી બચેલો ડાકટર બ્રાઇડોન જલાલાબાદમા પહોચ્યો, ઘણું સૈન્ય ભૂખ, તરસ તથા બરફથી ને દુસ્મનના ઘાથી મરણ પામ્યું. આ વખતે જલાલાબાદમાં સેલ તથા કંદહારમાં ના બહાદુરીથી બચાવ કરી શકયા હતા. બળવાખોરે શાહસુજાને મારી નાખ્યો.

**હારનો બદલો લેવાનો ઠરાવ**—કાબુલમાં હારનો બદલો વાળવા ખૈબરને માર્ગે જનરલ પોલોકને તથા બોલનને માર્ગે જનરલ ઇંગ્લાંડને કાબુલમાં જવાનો હુકમ કર્યો. એથી ઇંગ્લાંડના અધિકારીઓ નાખુશ થયા તેથી ત્યાં એલેન્બરોને ગવર્નર જનરલની જગ્યોએ મોકલ્યો.

(૩) **ચીનની લડાઇ**—આકલાંડના વખતમાં ચીનમાં ઘણું અફીણ જતું તેથી ચીનાઓ તે પીને પાયમાલ થતા. તેથી ચીનના શાહે તે ન લાવવા હુકમ કર્યો. તોપણ ખાનગી રીતે લાવતા તેથી

ફંતાનના સુબાએ તેનો તપાસ કરી નુકશાન કર્યું તેનો બદલો વાળવા અંગ્રેજ સરદાર જનરલ ગાફની સરદારી નીચે હિંદમાંથી લસ્કર મોકલ્યું તેમાં ચીનનો શાહ હાર્યો તેથી સંધી થઇ તેમાં એવું ઠર્યું કે હાંગકાંગ બેટ અંગ્રેજોને આપવો ને ચીનનાં ચાર બંદરોમા વેપારની છુટ આપવી.

**એલેનબરો**—તેના વખતમાં ત્રણ બનાવ બન્યા.

(૧) **કાબુલની હારનો બદલો**—ખૈબરને માર્ગે જનરલ પોલોકને તથા બોલનને માર્ગે જનરલ ઈંગ્લાંડને લસ્કર તથા ખોરાકી આપી મોકલ્યા. પ્રથમ પોલોક જલાલાબાદમાં સર રોબર્ટને મળી કાબુલ ઉપર ચઢયો ને જનરલ ઈંગ્લાંડ કંદહાર પહોંચ્યો ને નાટ ગીજની જીતી લઇ કાબુલ ભણી ચાલ્યો. આ પ્રમાણે બન્ને તરફ સપડાએલો દોસ્તમહમદ અંગ્રેજ કેદીઓને તુર્કસ્તાન ભણી લઇ જવાનું કહી નાસી ગયો. પણ તે કેદીઓના ઉપરીઓએ લાંચ લઇ તેમને અંગ્રેજને સોંપ્યા પછી લસ્કરે ગીજની લુટયું, બાળ્યું ને બદલો વાળી સર્વે હિંદમાં આવ્યા પછી દોસ્તમહમદને કાબુલ જવા છુટો કર્યો.

**સિંધ પ્રાંત ખાલસા થયો**—આ વખતે ઉપલા સિંધમાં મીર રુસ્તમ અમીર ખૈરપુરમાં મુખ્ય હતો. તે સિવાય મીરપુરનો હૈદરાબાદ એમ ત્રણ અમીરો હતા, તેની સાથે જુદી જુદી સંધી થઇ હતી છતાં એકની ભૂલથી ત્રણેને ઔટરામે જણાવ્યું કે તમે અંગ્રેજ સાથે દુશ્મનાવટ રાખોછો તેની તપાસ માટે સર ચાર્લ્સ નેપીઅર નામે યોદ્ધાને ગવર્નર જનરલે મોકલ્યો. આ નવો આવેલ માણસ સિંધના રીત રિવાજ, ને ખટપટથી અણવાકેફગાર હોઇ

મુલક જપ્ત કરી ત્રણે અમીરોને મળવા બોલાવ્યા. તેથી તેઓ નાસી ઑટ્રામ પાસે હૈદ્રાબાદમાં જઇ મળ્યા ને કહ્યું કે અમારે માથે આ ખોટું તહોમત છે. તેથી ઑટ્રામે ફરી સંધિ કરવા કહ્યું તેમાં એવું હતું કે તેમની ટંકશાળ બંધ કરવી. લશ્કરનું ખર્ચ આપવું ને એક ગુન્હો કરે તો ત્રણે જણે જવાબદારીમાં રહેવું અ. મીરનો મોળો વિચાર છતાં ઑટ્રામના આગ્રહથી સહી કરી પણ આ વખતે હથિઆરબંધ બલુચીઓએ ઑટ્રામ ઉપર હુલ્લો કર્યો તેથી તે નાસી નેપીયરને મળ્યો. ને મીઆની ને હૈદરાબાદ આગળ ૧૮૪૩ માં લડાઇ કરી બલુચીઓએ હરાવી તેનો મુલકનો નાશ કર્યો હવે ફકત ખૈયપુરના નવાબનોજ મુલક બાકી રહ્યો. આ વખતે ભાવલપુરનો નવાબ અંગ્રેજના પક્ષમાં હોવાથી અમીરોના મુલકમાંથી તેને થોડો મુલક આપ્યો.

**સીંધીયાના રાજ્યનો બંદોબસ્ત**—ઇ. સ. ૧૮૨૭ માં દોલતરાવના મરણ પછી તેની સ્ત્રીએ જનકોજીને દત્તક લીધો તે ૧૮૪૩ માં મરણ પામવાથી તેની સ્ત્રીએ આઠ વર્ષના જનકોજીને દત્તક લીધો. ને તેનો મામો કારભાર કરતો. પણ દાદાખાસજી વાળાએ રાણીને કબજે લઇ મામા પાસેથી પોતે કારભાર લીધો. તે અંગ્રેજની વિરૂદ્ધનો હોવાથી તેને કાઢી મુકવા ગવર્નર જનરલે રાણી ઉપર કાગળ લખ્યો પણ દાદાના હાથમાં તે આવવાથી તેણે તે વંચાવ્યોજ નહિ. છેવટે રાણી દાદાને કાઢવા કબુલ થઇ તેથી ગવર્નર જનરલે પોતાને કબજે માગ્યો પણ રાણીએ ન આપ્યો તેથી અંગ્રેજી લશ્કર સિંધીયા ઉપર ચઢયું, મોટા સરદારોએ વચ્ચે પડી કહ્યું કે રાણી તથા રાજા આપની તહેનાતમાં આવી જેસ

કહેશે તેમ કરવા કબુલાત આપે છે. માટે લસ્કરને અહીં લાવશે નહિ તે ન માનતાં લસ્કર ચાલ્યું. લસ્કર મહા રાજપુરને પનીઆર આગળ વગર સરદારે બહાદુરીથી લડયું પણ હાર્યું તેથી ગવર્નર જનરલે ગ્વાલીએર આવી નવી સંધી કરી તેમાં એવું ઠર્યું કે રાણીને ત્રણલાખનું વર્ષાસન મળશે. ગ્વાલીયરમાં સિંધીયાને ખર્ચે અંગ્રેજી લકસ્ર રાખવું ને સાંધીયાએ ૪૦ હજારમાંથી ઘટાડી નવ હજારનું લસ્કર રાખવું ઇ. સ. ૧૮૪૪.

**લોર્ડ એલેનબરોની વિદાયગીરી**—સિંધને ગ્વાલીએરની લડાઇ ઇંગ્લાંડમાં પસંદ નહિ પડવાથી ત્યાં નવા ગવર્નર જનરલ લોર્ડ હાર્ડિંગ સાહેબને મોકલ્યો એલેનબરોના વખતમાં ૧૮૪૩માં કાયદા બાંધનાર કૌન્સલના મેમ્બર મી. બર્ડ ગુલામનો વેપાર હિંદુસ્તાનમાં અટકાવ્યો.

## શીખ રાજ્ય.

**રણજીતસીંહ** –બંધુના મુઆ પછી શીખના માનસિંગ નામે સરદારને ત્યાં રણજીતસિંહનો જન્મ થયો. બાપના મુઆ પછી તે બાર વર્ષની ઉમરે બાળવયમાં ગાદીએ બેઠો હતો. શીતળાના રોગથી તેની ડાબી આંખ ગઈ હતી એનામાં રાજ્ય સ્થાપકના ગુણો સારા હતા. દુરાનીના સરદાર ઝમાનશાહે જ્યારે હિંદ ઉપર સ્વારી કરી ત્યારે રણજીતસિંગે તેને મદદ કરવાથી તેણે રણજીતને લાહોર આપી પોતાની તરફથી પંજાબમાં સુબો ઠરાવ્યો હતો સને ૧૮૦૧. પણ દુરાનીના ભાઇઓને કબુલમાં લડાઇ જાગવાથી તે સ્વતંત્ર થયો હતો. ને બહાદુરી ને લડવૈયા શીખ લોકોનું મન મેળ-

ની સતલાજ ને સિંધુ નદીની વચ્ચેનો મુલક તાબે કર્યો. પછી નાનાં નાના શીખ રાજ્યોને તાબે કરવા જતાં તેઓએ અંગ્રેજનો આશ્રય લીધો તેથી રણજીતસીંગ આગળ વધતો અટક્યો.

**રણજીતસીંગ શીખોને કવાયત શીખવે છે**—સને ૧૮૦૯ માં સંધી કરવા આવેલ મેટકાફની લસ્કરી કવાયત જોઇ રણજીતસીંહે પોતાના લસ્કરને પણ તેમ કવાયતી કરવા ધાર્યું. પ્રથમ લસ્કરે જુની રીત છોડવા ના કહી પછી રણજીતસીંહે પગાર વધારવાની લાલચો આપી તથા લાયક જણાયેલ માણસોની કદર કરી તથા પોતે પણ કવાયત કરવા માંડી તેથી લસ્કરે કવાયત શિખવા માંડી તેથી તેનું તોપખાનું વખાણવા લાયક થયું હતું.

**રણજીતસીંગના રાજ્યનો વધારો**—૧૮૦૯ માં શીખ સરદારોને તાબામાં આણી રાજ્ય વધારવા માંડયું. પ્રથમ તેણે મુલતાન ઉપર સ્વારી કરી બે લાખની ખંડણી લીધી. પછી કાબુલના વજીર ફતેહખાન સાથે મળી કાસ્મીર જીતવાનું કર્યું પણ વજીરે એકલાએ જીતવાથી રણજીતને ભાગ ન આપ્યો તેથી રણજીતે વજીરને હરાવી અટક તેની આસપાસનો મુલક લીધો. ને સિંધુની પેલી મેર સુધી રાજ્યની હદ વધારી કાબુલનો શાહસુજા તેને આશ્રયે આવવાથી તેની પાસેથી કોહીપુર પડાવી લીધો. વળી કાબુલમાં મહમદને તથા ફતેહખાન વજીરના વીશ ભાઇઓને તોફાન ચાલ્યું તેનો લાભ લઇ, મુલતાન, કાસ્મીર તથા સુલેમાનને સિંધુ વચ્ચેની જાટીનો મુલક જીતી લીધો. ઇ. સ. ૧૮૧૮ થી ૧૮૨૧.

**શીખ લશ્કર યુરોપીઅન કવાયત શીખે છે**—નેપોલીયન બોનાપાર્ટના સરદાર કર્નલ એલાર્ડ તથા વેનચુરા તથા તે પછીના

જનરલ કોર્ટને એના લસ્કરને કવાયત શીખવવા રાખ્યાથી હિંદમાં તેનું લસ્કર ને તોપખાનું ચડીઆતું થયું હતું.

**વાહબી પંથ**—આ નવો પંથ ચલાવનાર અમીરખાનર પીંઢારાના લસ્કરનો સરદાર અહમદ હતો. તેણે ૧૮૨૨ માં બંગાળામાં ઘણા શિષ્યો કર્યા ને ૧૮૨૭ માં પેશાવર પર હલ્લો કર્યો. પણ તેમાં હાર્યો ફરી ૧૮૩૦ માં પેશાવર જીત્યું. પણ વળી હારવાથી કાશ્મીરમાં નાસી ગયો. તેથી તેના શિષ્ય ટીટુમીરે બંગાળા જઈ બળવો કર્યો.તે પહેલાં અહમદને રણજીતના લશકરે મારી નાંખ્યો હતો.

**રણજીત પેશાવર જીતે છે**—રણજીતે પેશાવર ઉપર હલ્લો કર્યો પણ નૌશેરા આગળ લશકરની હાર થવાથી બીજીવખતે પેશાવર જીત્યું ને ત્યાં દોસ્ત મહમદના ભાઇ યારમહમદને ખંડણી આપવાની શરતે પાછું સોંપ્યું [illegible] પાસેથી કંદહાર જીતવા દોસ્તમહંમદ ચડયો. ત્યારે રણજીતે પેશાવર જીતી પોતાના રાજ્યમાં વધાર્યું ને ત્યાં જનરલ આવીટેબાઇલને સુબો ઠરાવ્યો આ પ્રમાણે વિશ્વાસ આવવાથી તેણે ઘણા પરદેશીઓને જનરલ બનાવ્યા તથા સુબાગીરીઓ પણ આપી હતી. દોસ્તમહમદ પેશાવર લેવા આવ્યો પણ હારી પાછો ગયો ૧૮૩૫.

**રણજીતના રાજ્યનું મધ્યાન**—સને ૩૮૩૫ માં એનું રાજ્ય તાતાર, સિંધ, સુલેમાનને સતલજની વચમાં અઢી કરોડની ઉપજવાળું થયું હતું ને તેની પાસે એક લાખનું લશકર હતું. સને ૧૮૦૯ માં અંગ્રેજ સાથે સલાહ કરી હતી તેથી જીવતા સુધી અંગ્રેજી મુલક ઉપર સ્વારી કરી નહોતી. વળી અંગ્રેજોનું માની સિંધમાં

જવું પણ બંધ કર્યું હતું, જ્યારે રણજીત મરણ પામ્યો ત્યારે તેના ખજાનામાં બાર કરોડની સીલીક હતી.

**રણજીતનું ભવિષ્ય**—એણે પોતાના સરદારના એક દીકરાને અંગ્રેજી ભણવા મોકલ્યો હતો. તે આવ્યો ત્યારે હિંદના નકશામાં લાહોર બતાવવા કહ્યું ત્યારે લાલ લીટીની હદ જોઇ પૂછ્યું કે આ લાલ લીટી શાની છે ? ત્યારે છોકરે કહ્યું કે એ અંગ્રેજી મુલક છે એ ઉપરથી તેણે નકશાને લાત મારી કહ્યું કે આ બધો મુલક લાલ થઈ જશે. મતલબ કે બધું હિંદી રાજ્ય અંગ્રેજી થશે તે પછી દશ બાર વર્ષે એનું રાજ્ય પણ અંગ્રેજી રાજ્યમાં જોડાઇ ગયું.

**રણજીતની રાજ્ય પદ્ધતિ**—રણજીત ભણેલો નહોતો. તો પણ કાગળપત્રો કારભારીઓ પાસેથી સાંભળી તે ઉપર પોતાનો અભિપ્રાય આપતો. તે પોતાને રાજા નહિ, પણ મુખી તરીકે ગણતો ને શીખસમાજને "ખાલસા" કહેતો ને "ખાલસાના જય" એમ બોલતો તેથી બધા નોકરો એને પૂજ્ય ભાવથી વળગી રહેતા. કોઈ ઠેકાણે જય થતો તે ગુરૂ ગોવીંદની ખાતર ને ખાલસાની કીર્તિની ખાતર કહેવાતો. તે પંજાબના સિંહનું નામ મેળવી ૪૭ વર્ષ રાજ્ય કરી ૫૯ વરસની ઉમરે ૧૮૩૯ માં મરણ પામ્યો.

**શીખ રાજ્યમાં કુસંપ**—રણજીતના મુઆ પછી તેનો પુત્ર કરકસીંગ રાજ્ય કરવા લાગ્યો. પણ રાજ્યસત્તા તેના પુત્ર નાઓનિહાલસિંગના હાથમાં હતી. રણજીતના સમયમાં ગુલાબસીંગ નામે એક બહાદુર રજપુત હતો તેનું કામ જોઈ રણજીતે જામુનીજાગીર આપી હતી. ૧૮૪૦ માં એકજ દિવસે કરકસીંગ તથા નાઓનિહાલસીંગ

મરણ પામવાથી રણજીતનો કુંવર શેરસીંગ બેઠો. ગુલાબસીંગે ચીન જીતવા ઇરાદો કર્યાથી અંગ્રેજે વચ્ચે પડી લાસા દરબારમાં સલાહ કરાવી. એવામાં પંજાબમાં ખટપટ ચાલવાથી શેરસિંહ તથા કારભારી ધ્યાનસીંગ મરાયા તેથી રણજીતનો પાંચમો કુંવર દુલીપસીંગ ગાદીએ બેઠે તેનો કારભાર જુવાહીરસીંગ તથા લાલસીંગ કરવા લાગ્યા.

**સૈન્ય રાજ્ય**—હવે સઘળી સત્તા સૈન્યના હાથમાં આવવાથી તેઓ મરજી પ્રમાણે ચાલવા લાગ્યા. તેમણે ગુલાબસિંગ પાસેથી ૬૮ લાખને મુલતાન સુબા મૂળરાજ પાસેથી ૧૮ લાખ રૂપિયા જુલમ કરીને લીધા. ને જવારસીંગને મારી નાંખ્યો. તેથી લાલસીંગ દીવાન ને તેજસીંગ સેનાપતિ થયો. જનરલ કોર્ટ તથા આલીટેબાઇલ પણ નાસી ગયા ને દુલીપ તથા તેની મા તથા લાલસીંગ અને તેજસીંગ લશ્કરના હાથમા રમકડાં જેવાં થઇ રહ્યાં.

**શીખ સાથે પડેલું યુદ્ધ**—શીખ રાજ્યની આવી સ્થિતિ જોઇ હાર્ડીંગ સાહેબે ફીરોજપુર ખાતે ૪૦ હજારનું લશ્કર જમાવ્યું શીખ સરદારો શીખ લશ્કરથી ડરતા હોઇ કરનો જલદી નાશ કરવા ઇચ્છતા હતા. તેથી ૬૦ હજાર લશ્કર સતલજ તરફ મોકલ્યું આ વખતે ફીરોજપુરના ૧૦ હજાર લશકર ઉપર જો શીખે હુમલો કર્યો હોત તો તે જય પામત. પણ તેમના જયથી તે ડરતા હતા. એવામાં કમાન્ડર ઇન ચીફ ગાફ તથા હાર્ડીંગ સાહેબ ૨૦ હજારનું લશકર લઇ મુડકી મુકામે શીખ સાથે લડાઇ ચલાવી. લાલસિંગ નાસી જવાથી શીખો હાર્યા. ને છાવણીમાં ગયા. તે લેવા ગાફ સાહેબે ઘણી મહેનત કરી. લશકર હાર્યું પણ છાવણી લેવાઇ

નહિ. આ લડાઇથી અંગ્રેજોનો ખોરાક ખુટી ગયો હતો. આ વખત તેજસીંગ નવું લશકર લઇને આવ્યો. પણ લડયા વગર ચાલ્યો ગયો. "જેના આગેવાન આંધળા તેનું કટક કુવામાં પડે" અંગ્રેજી સૈન્ય આગળ નહિ વધ્યાથી રણજોરે બંદીવાળ આગળ હારીસ્મીથને હરાવ્યો પણ હારીસ્મીથે અલીવાળ આગળ રણજોરને હરાવી ગયેલી આબરૂ પાછી મેળવી. ૧૮૪૬ આ વખતે લાલસીંગને બદલે ગુલાબસીંગ દીવાન કર્યો. તેણે સલાહ માંડી. તેથી હાડીંગે હથિઆરની માગણી કરી. પણ સૈન્યવાળાએ એ પ્રમાણે વર્તી સલાહની ના પાડી. તેથી અંગ્રેજોએ શીખની સોબ્રોઓનની છાવણી ઉપર હલ્લો કર્યો. આ વખતે લાલસીંગ ખુટી નાસી ગયો. તથા તેજસીંગે નાસી જતાં સતલજનો પૂલ તોડી નાંખ્યો. આવા આવા સંજોગો હોવાથી શીખ લશકર હાર્યું. શ્યામસીંગ સરદાર બાહાદુરીથી મરતાં સુધી એકલો લડ્યો પણ હાર્યો. આ લડાઇમાં ૮ હજાર શીખો અંગ્રેજી લશકરમાંથી ૨૪૦૦ માણસો મરણ પામ્યા છેવટે લાહોર મુકામે સંધી થઇ તેમાં એવું ઠર્યું કે સતલજને બીઆની વચ્ચેનો દુઆબ તથા દોઢ કરોડ રૂપિઆ લડાઇના ખર્ચ બદલ શીખે આપવા. પણ શીલકમાં ૫૦ લાખ હોવાથી એક કરોડ ગુલાબસીંગે આપ્યા તે બદલ તેને કાસ્મીર ને જામુ પ્રાંત આપ્યા. શીખનું લશકર ૩૨૦૦૦ નું રાખવું. ને કુંવર મોટો થતાં સુધી લાહોરના રેસીડેન્ટની દેખરેખ નીચે પંચથી કારભાર ચલાવવો. રાજાની માગણીથી ત્યાં અંગ્રેજી લશકર પણ રક્ષણાર્થે રાખ્યું ઇ. સ. ૧૮૪૬.

**શીખ સરદારોનો બળવો**—રણજીતે મુલતાનમાં જે સુબો મુકયો હતો. તે મરણ પામવાથી હાલ તે સુબાનો પુત્ર મુળરાજ

ત્યાં હતો. તેને કાયમ કરવા શીખ દીવાન લાલસીંગે કરોડ રૂપિઆ માગ્યા. પણ મુળરાજે વીશ લાખ આપવાની હા પાડી. શીખમાં કુંસંપ થવાથી તે રકમ અટકાવી હતી તેથી અંગ્રેજે વચ્ચે પડી અપાવી મુળરાજે આ વખતે રૂપિઆ આપી રાજીનામું આપ્યું. ને ત્યાં ખાંનસીંગને નીમ્યો. હવે અંગ્રેજી લશકર કબજો લેવા મુલતાન ગયું ને મુળરાજ પાસે ચડેલી ખંડણી માગી તે ન આપીને તેના લશકરે અંગ્રેજ જામલદારોને મારી નાંખ્યા તથા લશકર મુળરાજને મળી ગયું તેથી પંજાબમાં બંડ જાગ્યું તેથી અંગ્રેજે લશકર જમાવી મુળરાજને કિતેરી તથા સદુસેન આગળ હરાવ્યો. ત્યાં લેફ્ટેન્ટ સાહેબને વ્હીશ તથા શેરશીંગ લકશરો લઇ મળ્યા. તેમણે મુલતાને ઘેરો ઘાલ્યો તેથી દુલીપની મા તથા મુલતાનનો નવો એડવર્ડસ સુબો અંગ્રેજને કાઢવાની ખટપટમાં પડ્યાં. આ વખતે છત્રસીંગ તથા તેના પુત્રે પણ બળવો ઉઠાવ્યો. આ વખતે વ્હીશે મુળરાજને હુકમ કર્યો કે મહારાણી વીકટોરીઆને નામે મુલતાન ખાલી કરવું તેથી શીખને લાગ્યું કે અંગ્રેજો પંજાબ લેવા ધારે છે તેથી શેરશીંગ ફરી ગયો ને પોતે તથા દોસ્તમહંમદ શીખમાં ભળી જઇ પંજાબમાં બળવો કરવાનો ઢંઢેરો પીટાવ્યો. હજારનો સુબો છત્રસીંગ પણ સામેલ થયો હતો,

**શીખ સાથે બીજું યુદ્ધ**—મુલતાનથી ઘેરો ઉઠાવી વ્હીશ છાવણી નાંખી પડ્યો છે, એવામાં શેરસિંગ નાઠો તેને રામનગર આગળ મુંબઇથી લશ્કર લઇ આવનાર સેનાપતિ ગાફ મળ્યો તેમાં અંગ્રેજ હાર્યા તોપણ શેરસિંગે ગવર્નર જનરલ ડલહૌસી સાહેબને એવું લખ્યું કે " અમારા રાજ્યમાં ગૌવધ થયો છે તથા અમારી

મહારાણીને કાશીમાં કેદ કરી છે તથા શીખ લોકોને હલકા ગણી ગુલાબસીંગ રજપુતને ચઢાવ્યો છે જો ઉપરની હરકતો દૂર કરો તો બળવો બંધ થશે પણ બહાનું હતું. કારણ કે શીખના લશ્કર વધાર્યા જતા હતા. છેવટે ચીલીયનવાળા આગળ શેરસીંગ સાથે ગોફે યુદ્ધ કર્યું તેમાં અંગ્રેજની ચાર તોપ તથા ત્રણ પલટણના વાવટા શીખોને હાથ આવ્યા ને શીખની ૧૨ તોપો અંગ્રેજને હાથ આવી. ઇ. સ. ૧૮૪૯

**મુલતાન જીતવું**—મુંબઈનું લશ્કર જનરલ વ્હીશને આવી મળ્યું તેથી તેણે મુલતાન લીધું. ને પાછું ત્યાંથી કૂચ કરી ગાફને મદદમાં આવી મળ્યું.

**બળવાનો અંત**—શેરસીંગ લશ્કર લઇ ગુજરાત આગળ પડેલો હતો. દોસ્ત મહંમદના ૧૫૦૦ સ્વારો તેની મદદમાં આવ્યા તે સઘળાને ગાફ તથા વ્હીશે હરાવ્યા આ વખતે શીખ સરદારો પણ શીખ લશ્કર જેવા ઉત્સાહી હોવાથી હરાવતાં બહુ મહેનત પડી પણ અંતે શીખ હાર્યા ને શેરસીંગ છત્રસીંગ વગેરે હથિયાર મુકી અંગ્રેજને શરણે આવ્યા.

**શીખ રાજ્યની આખર**—હાડીંજના હુકમથી દુલિપસિંહને પાંચ લાખનું વર્ષાસન આપ્યું તથા મુળરાજને જન્મ કેદ કર્યો. તથા બીજા બંડખોરોને યોગ્ય શિક્ષા કરી તેમની જાગીરોના બદલામાં વર્ષાસન બાંધી આપ્યાં. એ પ્રમાણે રણજીતનું ભવિષ્ય પંદર વર્ષમાં સાબીત કર્યું ને પંજાબ અગ્રેજી રાજ્યમાં જોડાઇ ગયો. કોહીનૂર જગન્નાથજીને આપવા રણજીતની ઇચ્છા હતી તે મહારાણીશ્રીના તાબામાં શોભાવા ઇંગ્લાંડ ગયો.

લોર્ડ હાર્ડીંજ—૧૮૪૪ માં ગવર્નર જનરલ થઇને આવ્યા પછીજ બે વાર તો પંજાબનો વિગ્રહ કરવામાં ગયાં. ત્યાં પંચ નીમ્યું. પછીના શાન્તિનાં વર્ષોમાં બેન્ટિંક સાહેબે કરેલા સુધારા (જેવા કે સતી થવું, નરમેઘ દુધપીતીકરવી, ફાંસીયાનો બંદોબસ્ત ) બરાબર અમલમાં આવતાં નહોતા તેનો બરાબર બંદોબસ્ત કર્યો. તેણે રાહદારી દાણ માફી કરી વેપારીઓને ઉતેજન આપ્યું પછી તે ૧૮૪૮ માં વિલાયત ગયો.

## એંગ્રેજી રાજ્યની પુર્ણ કળા અને બળવો.

લોર્ડ ડલહૌસી— તેના વખતમાં મુખ્ય પાંચ બનાવ બન્યા. તે નીચે પ્રમાણે.

(૧) શીખ રાજ્યનું ખાલસા થવું—ગુજરાતની લડાઇ પછી એ રાજ્ય ખાલસા કરી ત્યાં સરજોન લારેન્સને નીમ્યો હતો. તેણે શીખના હથિઆર લઇ લીધાં, જમા બંધી બાંધી જમીનવેરો નાખ્યો, સડકો નહેરો વગેરે બંધાવી દેશ આબાદ કરવા તાક્યું ને સખ્ત ન લાગે એવો દીવાની કાયદો ચલાવી પ્રજામાં શાન્તિફેલાવી.

(૨) બ્રહ્મદેશ સાથે લડાઇ—બ્રહ્મદેશના રાજાએ ઉધ્ધત થઇ રંગુનના અંગ્રેજી વહાણના કપ્તાનનું અપમાન કર્યું. તે બાબત ગવર્નર જનરલે જવાબ માગ્યો તે તેણે ઉન્મત્તાઇ ભરેલો આપ્યો. તેથી અંગ્રેજી સેના બ્રહ્મદેશમાં ચાલી. ૧૮૫૨ માર્ટાબાન, પેગુ રંગુન વગેરે શહેરો જીતી રાજાને પદભ્રષ્ટ કર્યો ને તેના ભાઇને ગાદીએ બેસાડયો. નવા રાજાએ પેગુ પ્રાંત અંગ્રેજને આપ્યો. વળતાં સંતાલ લોકોએ લેણદારો સામે તકરાર કરી બળવો કર્યો હતો તે પણ સમાવી દીધો.

(૩) **બીનવારસી રાજ્યોનું ખાલસા થવું**—(૧) સતારામાં લીધેલો દત્તક નામંજુર કરી એ રાજ્ય ૧૮૪૯ માં ખાલસા કર્યું. (૨) ઝાંસીનો રાજા મરણ પામવાથી તેના દત્તપુત્રને નામંજુર કરી તે રાજ્ય ૧૮૫૩ માં ખાલસા કર્યું. તેજ સાલમાં (૩) નાગરપુરનું રાજ્ય (૪) સંભલપુરનું રાજ્ય એવાજ બનાવને લઈ ખાલસા કર્યું.

**વર્ષાસન મળતાં બંધ કર્યાં**—એજ સાલમાં બાજીરાવ પેશ્વા, કર્ણાટકનો નવાબ, ને તંજાવરનો રાજા અપુત્ર મરણ પામવાથી તેમને મળતાં વર્ષાસન બંધ કર્યાં. બાજીરાવના દત્તપુત્ર નાના સાહેબે વિલાયત સુધી ફરીયાદી કરી પણ કાંઇ વળ્યું નહિ કર્ણાટકવાળાને કંઇક જીવાઇ બાંધી આપી.

**વરાડ પ્રાંત અંગ્રેજને મળ્યો**—નિજામના રાજ્યમાં તેના ખર્ચ પેટે જે અંગ્રેજી લશ્કર રહેતું હતું તેનું ખર્ચ ચડી જવાથી ગવર્નર જનરલે વરાડ પ્રાંત કંપની સરકારને અપાવ્યો. તેમાંથી લશ્કરનું ખર્ચ જતાં વધે તે નીજામને આપવા ઠરાવ્યું.

**અયોધ્યાનું રાજ્ય ખાલસા કર્યું**—અયોધ્યાના રાજ્યમાં બહુ અંધેર ચાલતું હતું તે બાબત નવાબને વારંવાર સુચના આપાતી પણ તે માનતો નહિ. ને રૈયત બહુ પીડાતી. તેથી તેને ૧૨ લાખનું વર્ષાસન બાંધી આપી તે રાજ્ય ખાલસા કર્યું.

(૫) **કંપનીના પટામાં ફેરફાર**—૧૮૩૩ પછી ૧૮૫૩ માં આ વખતે કંપનીના પટાની મુદત પુરી થઇ રહેવાથી નવો પટો બાંધ્યો. કંપનીમાં ૨૪ ડિરેક્ટરો ને બદલે ૧૮ રાખ્યા, ૧૮ માંથી નીમણુંક ઇંગ્લાંડનો રાજા કરે એવું ઠરાવ્યું. બંગાળા, મદ્રાસને

ઓઢીયા પ્રાંતના લેફ્‌નેન્ટ ગવર્નર જુદા જુદા ઠરાવ્યા. સીવીલ સર્વિસની પરીક્ષા દેવાની સર્વ પ્રજાને છુટ આપી.

**લોકોપયોગી કામો**—રેલ્વે તાર ચાલુ થયા, કેળવણી ખાતામાં પણ સુધારો વધારો કર્યો. ગૌશીતળા કાઢવાની યોજના ચાલી. સડક પૂલ, કનાલ બરાકો (લશ્કરી સોલજરોને રહેવાની જગો) ઇંજનેર ખાતું ટપાલખાતું, છાપત્રાનાં વર્તમાન પત્રો વગેરે નીકળ્યાથી લોકોના જ્ઞાનમાં તથા દેશની આબાદીમાં સારો સુધારો વધારો થયો.

**લોર્ડ કાનિંગ**—તેના વખતમાં મુખ્ય ત્રણ બનાવ બન્યાઃ

**(૧) ઇરાન સાથે લડાઇ**—ઈરાની શાહે પ્રથમ કરેલી સરત નહિ પાળતાં હિરાત ઉપર હુમલો કરી તે લીધું. આમાં રશિઆની ઉશ્કેરણી છે. એમ જાણી જનરલ ઔટ્રામ ઇરાન ગયો. તેણે શાહને હરાવી કરકબેટ ને બુશાયર શેહેર લીધું તથા સલાહ કરી એવું ઠરાવ્યું કે શાહે હિરાત તથા અફગાનીસ્તાન પરથી દાવો ઉઠાવવો

**ચીન સાથે લડાઇ**—કંતાનના ગવર્નરે અંગ્રેજી માલને નુકશાન કર્યું તથા વેપારીને કેદ કર્યા તેથી લોર્ડ એલજીન વિલાયતથી બરોબાર ત્યાં લશ્કર લઇ ગયો તે વખતે ફ્રેન્ચ પણ ઇંગ્રેજી લશ્કરની કુમકે હતા, તેમણે કંતાન જીત્યું ને ગવર્નરને કેદ કરી કલકત્તે મોકલી દીધો. પછી લશ્કર ત્યાંથી વધી પેકીન જીતવા ગયું ત્યારે ચીનના શાહે હોંગકોંગ બેટ અંગ્રેજને આપી સલાહ કરી. ને ચીનમાં સર્વ વેપારીઓને છુટ આપી.

**( ૩ ) સિપાઇઓનો બળવો**—આ બળવો હિંદમાં દેશી પલટણના સિપાઇઓ એ કર્યો. તેથી બહુ ભય લાગ્યો. કારણ કે સર્વ

ઠેકાણે તેનો ચકમક ઝરી રહ્યો હતો પણ કાબુલી માણસો તથા લોર્ડકેનીંગ સાહેબની બહાદુરીથી શાન્તિ થઇ ગઇ હતી.

**બળવાના કારણો**—દલહૌસીના વખતમાં કેટલાક અપુત્ર મરણ પામેલા રાજાઓનાં રાજ્ય ખાલશા થયા તથા નઠારી વર્તણુકના રાજાઓને પદ ભ્રષ્ટ કર્યા તેથી (૨) પહેલાં દેશી લશ્કરને હિંદમાંજ નોકરી કરવાની હતી તેને બદલે હવે બહાર દેશ પણ મોકલવા માંડયા તેથી (૩) રાઇફલમાં નાંખવાની તોટી દાંતે તોડવી પડે છે તેથી બળવાખોરોએ એવી ગપ ચલાવી કે તે તોટીને ગાય તથા સુઅરની ચરબી ચોપડી છે તેથી હિંદુ-મુસલમાન બન્નેને અંગ્રેજ વટલાવવા ધારે છે તેમ કહી સિપાઇને ઉશ્કેર્યા. (૪) આવી રીતે ઉશ્કેરાયલા લોકોને સમજાવી ધીરા પાડે એવા ઇંગ્રેજી અમલદારોની પણ આ વખતે ખોટ હતી (૫) તાર તથા આગગાડી થવાથી આપણને ખ્રિસ્તી કરી વિલાયત લઇ જશે એમ અજ્ઞાન લોકો કહેવા લાગ્યા. (૬) કોઈ કોઇ જગ્યોએ ખ્રિસ્તિશાળાઓ કાઢી ત્યાં ખ્રિસ્તિ ધર્મનો ઉપદેશ દેવા માંડયો તથા વિદ્યાનાં મૂળતત્વોના શિક્ષણમાં આ દેશ કરતાં મત્ત ભેદ શાળાઓમાં થવા લાગ્યો તેથી (૭) વળી પ્લાસીનું યુદ્ધ થઇ ગયાને પોણોસો વર્ષ થઇ જવાથી જોશીઓએ કહ્યું કે સો વર્ષે કપંનીનું રાજ્ય થશે તેથી પણ ખળભળાટ થઇ રહ્યો હતો.

**બળવાની શરૂઆત**—બરાકપુર ને બરાનપુરના દેશી સિપાઇઓએ રાઇફલ લેવાની ના પાડી તેથી મુળ શરૂઆત ત્યાંથી થઇ. તેથી એ સિપાઇઓ પાસેથી હથિઆર લઇ તેમને રજા આપી, તેમણે મીરતની છાવણીમાં જઇ ઉપરની વાત ઉડાવી ને ત્યાંના દેશી

લસ્કર સાથે મળી બંડ કર્યું તથા યુરોપીયનોને મારી દિલ્હી લઇ લીધું. દિલ્હીમાં દારૂ ગોળો મોટા જથામાં હતો. તે અંગ્રેજોએ સળગાવી મુકયો કે જેથી દુશ્મનોના હાથમાં ન જાય. દિલ્હીમાં આવેલ બળવાખોરોના આગેવાન દીલ્હીનો પાદશાહ તથા તેનો શાહજાદો થયા. કાનપુરની પલટણનો આગેવાન બાજીરાવનો પુત્ર નાના સાહેબ થયો. તેણે યુરોપી અમલદાર, મડમો તથા બાળકોને અલ્લાબાદ પહોંચાડવાનું વચન આપી રસ્તામાં વિશ્વાસઘાત કરી મારી નાંખ્યા. અયોધ્યાની પલટણમાં ત્યાંના નવાબની બેગમ આગેવાન થઇને ગ્વાલીઅરના લશ્કરને ઉસ્કેરનાર ઝાંસીની રાણી તથા તાતીઓ ટોપી આગેવાન હતા. સીંધીયા ડરી જઇ આગ્રે જતો રહ્યો. આ પ્રમાણે અંગ્રેજી લસ્કરની ૮૦ પલટણો ફરી ગઇ. આ પલટણે ખાધું તેનું ખોદયું તથા નિમકહરામી દાનત વાપરી તેથી ઓચ થતાં ખાખાવીખી થઇ નાશ પામી ગઇ.

**બળવાનું શાન્ત થવું**—બંડખોરોનું મુખ્ય સ્થળ દિલ્હી હતું ત્યાંથી પંજાબમાં વાત આવતાં સરજાનલારેન્સે નવું લસ્કર ઉભું કર્યું તેમાં શીખ સંસ્થાનમાં પત્યાળા વગેરે સ્થળેથી નવું લસ્કર મદદમાં ભળ્યું તેમણે દિલ્હી જઇ બંડ સમાવ્યું. તથા હેવલોકે નાના સાહેબને કાનપૂર આગળ હરાવી નસાડયો. ત્યાંથી લખનૌરના ઘેરામાં સપડાઇ ગયેલા ઔટ્રામની મદદે હેવલોક તથા ચીનમાં વિજય કરી આવનાર એલ્જીન ગયા. તેમણે લખનૌર આગળ જનરલ ઔટ્રામને છોડાવ્યો. ને બંડ સમાવ્યું. મુંબઇના લસ્કરવડે સરહ્યુરોઝ બુંદેલખંડમાં તાતીઆ ટોપીને હરાવી હરાવી ગ્વાલીએર લીધું. ત્યાં ઝાંસીની રાણી લડતાં મરણ પામી ને તાતીયા ટોપી

નાસી ગયો, ઇ સ. ૧૮૫૮ અમદાવાદમાં જરા ખળભળાટ થયો પણ બળવો થયા પહેલાંજ બળવાખોરો પકડાઇ ગયા. ને શિક્ષાને પાત્ર થયા.

બંડ ખોરનું પકડાવું—દિલ્હીના પાદશાહને પકડી રંગુનમાં કેદ કર્યો ત્યાં તે ૧૮૬૨માં મરણ પામ્યો. નાના સાહેબ નેપાળ ભણી નાસી જઇ ત્યાંજ મરણ પામ્યો. તાતીઆ ટોપીને છોટા ઉદેપરમાં પકડયો ને ખુની ગણી ફાંસીએ લટકાવ્યો. અયોધ્યાની બેગમને પકડી કેદમાં નાખી. આ પ્રમાણે બળવાખોરોનો નાશ કર્યો. એ વખતે હિંદના ગવર્નર જનરલે તથા સેનાપતિએ જે ધીરજ, યુક્તિ, ચંચળાઇ ને સમયસુચકતા વાપરી હતી. તે ઘણી વખાણવા લાયક હતી. પછી રૈયતના મન શાન્ત પાડવા કેનીંગ સાહેબે મહારાણી વિકટોરીઆના નામથી તા. ૧ લી નવેમ્બર સને ૧૮૫૮ ને રોજ એક જાહેર નામું બહાર પાડી ગામેગામ વંચાવ્યું.

ઢંઢેરો—જેમણે અંગ્રેજોનાં ખુન કર્યાં છે તેમનેજ ખુનની સજા થશે. બાકીનાઓ જે ઉશ્કેરણીથી સામેલ થયા છે તેઓ ઘેર આવી પોતાને ધંધે વળગશે તો તેમને માફી મળશે. (૨) આજથી હિંદનું રાજ્ય કંપની પાસેથી લઇ મહારાણી શ્રીએ હસ્તક લીધું છે, તેથી તે સર્વ પ્રજાને પોતાના પુત્ર પુત્રી તુલ્ય સમાન ભાવથી ગણાશે. ધર્મની બાબતમાં સરકાર વચ્ચે પડશે નહિ (૩) સરકારી નોકરીમાં કાળા ગોરાનો ભેદ નહિ ગણીએ. (૪) જમાન સંબંધી કે વારસા સંબંધી બાબતમાં હિંદના પ્રાચીન હક્ક કે રિવાજ ઉપર પૂરતું લક્ષ આપવામાં આવશે. (૫) જે રાજાઓ બળવામાં ભળ્યા નથી તેમને દત્તક લેવાની સનંદ આપી. આ ઢંઢેરાને હિંદવાસીઓ

પોતાના હક્ક પત્ર તરીકે ગણે છે.

**હિંદની રાજ્યવ્યવસ્થા**—મહારાણીએ પોતાના હસ્તકમાં હિંદનું રાજ્ય લઇ ગવર્નર જનરલને પોતાનો પ્રતિનિધિ કે વાઇસરોય ઠરાવ્યો. તેને મદદ આપવા બ્રિટિશ પ્રધાન મંડળમાં એક સેક્રેટરીને ૧૫ કૌન્સિલરો નીમ્યા. એણે રેલ્વે તથા નહેરો વધારી. બળવામાં ૪૦ કરોડનું ખર્ચ થવાથી ઇનકમ વેરો નામે કર નાંખ્યો ને કાગળની ચલણી નોટો કાઢી. પંજાબની પૂર્વમાં દુકાળ પડવાથી ઘણાં માણસો મરણ પામ્યાં, દેશ નિકાલની સજાવાળાને આંદેમાન બેટમાં મોકલવા માંડયા લોર્ડ કેનિંગ ૧૮૬૨ માં વિલાયત ગયો.

સને ૧૮૬૨ થી ૧૯૧૩ સુધી

**લોર્ડ એલ્જીન**—એ વાઇસરોય હિંદમાં દોઢ વર્ષ રહ્યો હતો. ઇંગ્લાંડની પાર્લામેન્ટ સને ૧૮૬૧ માં કાયદા કરનારી કૌન્સિલના ધારાની રૂએ છ મેમ્બરની કૌન્સિલ ઠરાવી તેમાં ત્રણ દેશીને ત્રણ અંગ્રેજ વેપારીઓ હતા, હિંદની વાયવ્યમાં બહાલી લોકોની ઉશ્કેરણીથી ત્યાંના પહાડી લોકોએ બળવો કર્યો તે મહા મહેનતે સમાવી એ બળવો નાશ કર્યો. આ વખતે ઉત્તર તથા દક્ષિણ અમેરિકામાં ગુલામોને સ્વતંત્રતા આપવાના સંબંધમાં જબરો જંગ મચવાથી ત્યાંનું રૂ વિલાયત જતું અટકયું તેથી હિંદના રૂની કીંમત એકદમ સાત આઠ ગણી થઇ. આ વાઇસરોય હિંદમાંજ સને ૧૮૬૩ માં મરણ પામ્યા.

**લોર્ડ લારેન્સ**—આ વાઇસરોય આસિસ્ટંટ કલેકટરની જગ્યાપરથી પોતાની હોશીયારી વડે આ પદવી પામ્યો હતો. તેણે પંજાબના શીખ રાજાઓને ભેગા કરી સુધારા દાખલ કરવા ઉપ-

દેશ આપ્યો. આસામની તળેટીમાં દોઆબ પરગણું છે તેના ઉપર ભુતાનનો રાજા દાવો કરી ત્યાંની રઇયતને પીડતો હતો. તેથી અંગ્રેજે તેને વશ કરવા લસ્કર મોકલ્યું. પણ ખરાબ હવા પાણીથી ઘણાં માણસો મરણ પામ્યાં. અંતે દરવરસે ૨૫ હજાર રૂ. આપવા ઠરાવી સંધી કરી. પ્રથમ રૂનો બજાર તેજ થયો હતો. તે આના વખતમાં બહુજ મંદ થયો તેથી વેપારીઓ પાયમાલ થઇ ગયા. ૧૮૬૭ માં ઓઢીઆ તથા વાયવ્ય પ્રાંતોમાં દુકાળ પડવાથી લાખો માણસો મરણ પામ્યા. તેનું રક્ષણ કરવાનું કામ સરકારને માથે આવવાથી રેલ્વે, નહેરો, તળાવો વગેરે રીલીફ કામો ઉઘાડી તેઓને ત્યાં મજુરીએ લગાડયા, કાબુલનો રાજા દોસ્ત મહંમદ મરણ પામવાથી અંદર અંદર લડાઈઓ ચાલી. છેવટે તેનો દીકરો શેરઅલ્લી અમીર થયો. સને ૧૮૬૩ માં આબીસીનાનું તોફાન સમાવવા હિંદના લસ્કરને ત્યાં મોકલ્યું. દ્વારકાના આસપાસ વાઘેર લોકોએ બળવો કર્યો તે સને ૧૮૬૮ માં સમાવ્યો. મહારાણીશ્રીના ઠરાવ મુજબ હાકીમીના પાંચ વર્ષ પુરાં થવાથી તે સને ૧૮૬૯ માં વિલાત ગયો.

લોર્ડ મેયો—તે ૧૮૬૯ માં વાઈસરોય થઇ આવ્યો. તેણે કાબુલના અમીર શેરઅલ્લીને અંબાળા દરબાર ભરી દરસાલ ૧૨ લાખ આપવા ઠરાવી પક્ષમાં લીધો (૨) ૧૮૬૯માં મહારાણીના કુંવર ડયુક ઓફ એડીનબરો અહીં પધારતાં હિંદની વફાદાર પ્રજાએ વફાદારી બતાવી બહુ માન આપ્યું હતું. (૩) તેણે રેલ્વે, નહેરોને સડકોમાં પુષ્કળ વધારો કર્યો. તથા મીઠા ઉપરની જકાતમાં સુધારો કર્યો ને ખેતીવાડીનું ખાતું કાઢયું. પછી આંદમાનમાં કાળા પાણીએ

મોકલેલ કેદીઓની તપાસે જતાં કોઇ શેરઅલ્લી નામે અફગાન કેદીએ તેનો ઘાત કર્યો. ૧૮૭૨

લોર્ડ નાર્થબ્રુક—તેણે ૧૮૭૨ માં વાયસરોયની પદવી લીધી. સને ૧૮૭૪ માં બંગાળામાં દુકાળ પડવાથી રીલીફ કામો ઉઘાડ્યાં, તથા પંડે જાત મહેનત લઈ ઘણાના જીવ ઉગાર્યા. આ વખતે વડોદરાના રેસીડેન્ટ કર્નલ ફેર ઝેરતે આપવાનું તહોમત મલ્હારરાવ ગાયકવાડ ઉપર આવવાથી તેની તપાસ ચાલી તેમાં ત્રણ યુરોપીઅનોને ગુનો જણાયો. પણ દેશીઓ ન જણાયો. તોપણ રાજ્ય ચલાવતાં આવડતું નથી તથા રાજ્યમાં ઘણું અંધેર છે, એવું તહોમત મુકી મલ્હારરાવને મદ્રાસમાં સને ૧૮૭૫ માં કેદ કર્યો તે ત્યાંજ ૧૮૮૨ મરણ પામ્યા. અને ખંડેરાવની વિધવા રાણી જમનાબાઇને ખોળે સયાજીરાવ ગાયકવાડને સરકાર દત્તક લેવડાવી વડોદરાની ગાદીએ બેસાડ્યા. તે હાલમાં છે આ વખતે મહારાણીશ્રીના પાટવી કુંવરે હિંદમાં આવવાથી લોકોએ વફાદારી બતાવી બહુ માન આપ્યું હતું. વિલાયતનું પ્રધાન મંડળ બદલાયાથી નોર્થબ્રુક પાંચ વર્ષની મુદત પૂરી થતાં પહેલા વિલાયત ગયો ને નવા પ્રધાન મંડળના મતનો લોર્ડ લીટન આવ્યો અને ૧૮૭૬

લોડ લીટન—તેના વખતમાં સને ૧૮૭૭ ના જાનેવારીની પહેલી તારીખે પાર્લામેન્ટની મંજુરીથી દિલ્હીમાં દરબાર ભરી મહારાણીશ્રીએ " કૈસરે હિંદ " પદ ધારણ કર્યુ ( ૨ ) ૧૮૭૭ની આખરે મુંબઇને મદ્રાસમાં અગાઉ નહિ પડેલો એવો ભારે દુષ્કાળ પડવાથી ૫૧।। લાખ માણસો ભુખના વેદનાથી મરણ પામ્યાં સરકારે તથા દેશી રાજાઓએ ઘણી મદદ કરી હતી. સરકારને તે કા-

ભમાં ૧૧ કરોડ રૂ. નુ ખર્ચ થયું તે ખોટ પૂરી પાડવા લાઇસેન્સ ટેક્સ એટલે ધંધા રોજગાર ઉપર વેરો નાંખ્યો તથા મુંબઇને મદ્રાસના મીઠાની જકાતમાં વધારો કર્યો. દારૂ, તાડી, અફીણ, તથા જંગલના કાયદા કરી ઉપજમાં વધારો કર્યો. (૩) છાપખાનાને મેટકાફે જે સ્વતંત્રતા આપી હતી તેમાં ઘટાડો કર્યો. (૪) દેશીઓને હથિયાર નહિ રાખવા દેવાનો કાયદો થયો. સને ૧૮૭૭.

**અફઘાન સાથે લડાઇ**—ત્યાંના અમીર શેરઅલ્લીને ૧૨ લાખ રૂપિઆ આપવા કરી જે સંધી કરી હતી તે તેણે પાળી નહિ ને રૂશાવકીલને માન સાથે બોલાવવા માંડયો તથા અંગ્રેજ વકીલને પેસવા દીધા નહિ. તેથી લડાઇની જરૂર પડી. ખૈબર કુરમને બોલન ઘાટને માર્ગે અંગ્રેજી લશ્કરે જઇ કાબુલ લીધું, શેરઅલ્લી નાઠો તેથી તેના દીકરા યાકુબખાનને બેસાડયો. ને ત્યાં સરલુઇ કાવેરીને રેસિડેન્ટ તરીકે રાખ્યો. આ વખતે નવા અમીરે કુરમતથા બોલન ઘાટની અંદરના ભાગોનો કબજો અંગ્રેજને આપ્યો.

**કાબુલમાં બંડ**—પોતાના રાજ્યમાં પરદેશીઓને અફગાનો જોઇ શકયા નહિ તેથી આ વખતે પણ મેટ કાફની પેઠે રેસીડેન્ટ તથા તેના ઘણા માણસોને મારી નાંખ્યા તેથી ત્યાં લશ્કર ચઢયું. યાકુબ શરણે આવવાથી તેને કેદ કરી હિંદમાં લાવ્યા. કાબુલને કંદહાર અંગ્રેજને મળ્યો. પણ અફગાનો ફરી લડવા ઉઠયા. એવામાં વિલાયતમાં પ્રધાન મંડળમાં કાન્ઝર વેટીવ પક્ષ બદલાયું ને લીબરલ પ્રધાન થયા. તેથીલીટન રાજી નામું આપી ગયો ને રીપન નવા પક્ષનો હોવાથી આવ્યો. ૧૮૮૦.

**લાર્ડરીપન**—આ વખતે યાકુબખાનના ભાઇ અયુબખાંને બંડ

ઉઠાવી કંદહારના અંગ્રેજી લશ્કરને ઘેરી લીધું તેથી સેનાપતિ રાબ-ર્ટસે કાબુલથી કંદહાર આવી હિરાતના સુબા અયુબને નસાડયો ને અફગાનો ઉપર ફરી દાબ બેસાડયો.

**અફગાન લડાઇનો અંત**—રીપન સાહેબનો વિચાર અફગાનીસ્તાનમાં આબરૂભેર પાછા નીકળી જવાનો હતો કારણ કે અફગાનો સામે લડતાં ધનની ને માણસની બહુ ખુવારી થતી હતી તેથી દોસ્તમહંમદના વડા પુત્રના વંશજ અબદલ રહેમાનને કાબુલની ગાદીએ બેસાડી લશ્કર હિંદમાં પાછું આવ્યું ત્યાર પછી અયુબે બંડ જગાવ્યું. પણ અબ્દલરહેમાને તેને હઠાવી પાછો કાઢયો તે ઇરાનમાં કેદ પકડાયો ને પોતાની પાસે કોઇ ન રહેવાથી તે ૧૮૮૦ માં અંગ્રેજને શરણે ગયો.

**લોર્ડ રીપનની રાજ્ય નીતિ**—(૧)તેનો વિચાર એવો હતો કે પરદેશી રાજ્યની ખટપટમાં ન ઉતરનાં દેશમાં રહી દેશ આબાદ કરી દેશીઓની વફાદારી મેળવવી તેથી તેણે મીઠાનો કર ઘટાડયો (૨) છાપખાનાની બંધીનો ધારો રદ કરી વર્તમાન પત્રોને છુટ આપી. (૩) દેશીઓનો ઇન્સાફ જ્યુરીની મારફત કરવાની પરવાનગી આપી, ખાનગી સાહસને ઉત્તેજન આપ્યું. (૫) હિંદની પ્રજામાં કારભાર કરવાની મોટી શક્તિ છે હમણાં હીન થએલી છે તેથી તેને ખીલવવા લોકલફંડ તથા મ્યુનીસીપાલીટીનો વહીવટ દેશીઓ તરફથી નીમેલા પ્રતિનિધિઓ કરે એવો ધારો તા. ૧૮. ૫–૧૮૭૪ થો શરૂ થયો. (૬) મહિસુરનો રાજા પુખ્ત વયનો થવાથી તેનું રાજ્ય તેને પાછું સોંપ્યું. આ વાઇસરોયને વિલાયત જતી વખતે પ્રજાએ ઘણું સારૂં માન આપ્યું હતું કારણકે તે પ્રજાપ્રિય હતો.

**લોર્ડ ડફ્રીન**—તેણે પ્રથમ ૧૮૮૭ માં રાવળપીંડીમાં દરબાર ભરી અબદુલ રહેમાનને જે ૧૨ લાખનું સાલીઆણું અપાતું બંધ કર્યું. હતું તે ચાલુ કર્યું (૨) બ્રહ્મદેશના રાજા થીબાએ તોફાન કર્યાથી અંગ્રેજો ત્યાં ગયા. અને થીબાને હરાવી રત્નાગીરીમાં કેદ કર્યો તથા ઉપલો બ્રહ્મદેશ હિંદ સાથે જોડી દીધો. બળવા પછી અફગાનીસ્તાનનો થોડો ભાગ તથા આ વખતે લીધેલો બ્રહ્મદેશ વધવાથી હિંદમાં અંગ્રેજી રાજ્ય પૂર્ણ કલાએ પહોંચ્યું.

**ખર્ચનો વધારો ને નવા કર**—કાબુલમાં અમીરને પક્ષમાં લીધો છે. પણ તે ફરી ન જાય તેના કાંઇ જામીન નથી. માટે તે તરફ તેની અટકાયત કરવા બાંત્ર કામની જરૂર જાણી કામ શરૂ કર્યું તેમાં ઉપજ કરતાં ખર્ચ વધી ગયો. તેથી મીઠા ઉપરનો કર વધાર્યો તથા ધંધા ઉપરના કરને બદલે ઇનકમ ટેકસ એટલે ઉપજ ઉપર કર નાંખ્યો ને કેટલાંક સરકારી ખાતાંમાં ખર્ચ કમી કર્યું.

**દેશી રાજ્યોમાં બનાવો**—સને ૧૮૮૬ માં તુકોજી હોલ્કર મરણ પામવાથી તેનો પાટવી કુંવર બાળા સાહેબ ગાદીએ બેઠો. વળી એજ સાલમાં જીઆજી સીંધીયા મરણ પામવાથી તેના નાના કુંવરને ટ્રસ્ટીની દેખરેખ નીચે ગાદી સોંપી. આ વખતે ભોપાળના રાજ્યમાં પહેલવહેલો અંગ્રેજ દીવાન થયો.

**ઇંગ્લાંડ પ્રત્યે હિંદની વફાદારી**—મહારાણીશાને ૧૮૮૭ માં રાજ્ય કરતાં ૫૦ વર્ષ પુરાં થવાથી ફેબ્રુઆરીની ૧૦ મી તારીખે દેશી તથા અંગ્રેજી રાજ્યમાં ગામેગામ જ્યુબીલી મહોત્સવ કરવામાં આવ્યો તે વખતે હિંદના રાજા રાણા અને પ્રજાએ કેસ-

રેહિંદ પ્રત્યે વફાદારી બતાવી ઉત્સાહથી ઉત્સવ ઉજવ્યો ને લોકો-પયોગી કામોમાં કરોડો રૂપિઆ ખરચ્યા. વળી એ ઉત્સવ જ્યારે જુન માસમાં ઈંગ્લાંડ થયો ત્યારે પણ અહીંની માફક વફાદારી બતાવવા ઘણા મહારાજાઓ ત્યાં પણ ગયા હતા. મુદત પુરી થતાં તે ૧૮૮૮ માં ગયો ને ત્યાં લેન્સડાઉન આવ્યો. ૧૮૮૮.

**લોર્ડ લેન્સડાઉન**—એના અમલમાં (૧) કાશ્મીરના રાજાને ત્યાંની ખટપટથી પદભ્રષ્ટ કર્યો ને ત્યાં પંચને વહીવટ સોંપ્યો ૧૮૮૯ (૨) ૧૮૯૧ માં મણિપુરના રાજ્યમાં તોફાન થવાથી તે રાજાએ ત્યાંના બ્રિટિશ રેસીડેન્ટને મારી નાંખ્યો તેથી ત્યાં જઇ તે જીત્યું. ને રાજાના પીતરાઇમાંથી એક પાંચ વર્ષના છોકરાને ગાદીએ બે-સાડયો ને ત્યા અંગ્રેજી વહીવટદાર રાખ્યો. એજ લોર્ડ લેન્સડાઉને સંમતિવયનો કાયદો ( સ્ત્રીની ઉમર બાર વર્ષની થયા પહેલાં તેનો પતિ તેની સાથે સંસાર માંડે તો તે ગુનેગાર છે તે રાજાને પાત્ર છે ) ઠરાવ્યો ( ૩ ) મુંબઇ ઇલાકાની દક્ષિણે તથા મદ્રાસ, બં-ગાળાને અજમેરમાં દુકાળ પડવાથી માણસોને બચાવવા સારૂ જ-ગોએ બાંધ કામો ઉઘાડયાં. આ વખતે હિંદવાસી દાદાભાઇ નવરો-પાર્લામેન્ટમાં મેમ્બર થયા ને કાયદા બાંધનારી સભાઓમાં પ્રજા તર-ફના મેમ્બરો નીમવાનો ધારો થવાથી મેમ્બરો દેશની ને ઇલાકાની મુખ્ય સભામાં નીમાયા. કાબુલના અમીરને બાર લાખને બદલે ૧૮ લાખ રૂપિઆ વર્ષાસન તરીકે આપવા ઠરાવી તે ૧૮૯૪ ની શરૂ-આતમાં વિલાયત ગયો.

**લોર્ડ એલ્જીન**—તે ૧૮૬૨ માં થઇ ગયેલા ગવર્નર જનરલ લોર્ડ એલ્જીનના પુત્ર થાય. તેમના વખતમાં ૧૮૯૬ માં હિંદમાં

બહુ વિસ્તારમાં દુકાળ પડવાથી ઠામ ઠામ બાંધ કામો ઉઘાડી લો- કોને કામે વળગાડયા તથા પુઅર હાઉસો ખોલાવી આપી નિરાશ્રિ- તોને તેમાં વસાવ્યાં. ગાંઠીઓ તાવ એટલે પ્લેગ મુંબાઇમાં ચાલ્યો ને તેની અસર પુના થાણા વગેરેમાં ચાલી. મહારાણીને રાજ્ય કર- તાં ૧૮૯૭ માં સાઠ વર્ષ પૂરાં થવાથી ઇંગ્લાંડમાં "ડાયમંડ જ્યુ- બીલી" નો મહોત્સવ પાળ્યો. હિંદના સરહદ ઉપર પહાડી લો- કોએ તોફાન કરવાથી ત્યાં લશ્કર મોકલ્યું. તે પહાડી લોકોને વશ કર્યા પણ હજારો માણસો મરણ પામ્યા ને કરોડો રૂપિયાનું ખર્ચ થઇ ગયું. સને ૧૮૯૮માં વર્તમાન પત્રની સ્વતંત્રતા ઉપર અંકુશ મુકનારો કાયદો થયો. તે ૧૮૯૯ માં વીલાયત ગયો.

લોર્ડ કર્ઝન—એ સને ૧૮૯૯ ના જાન્યુઆરી માસમાં આવ્યો. તે વખતે આગલા વરસ કરતાં પણ વધારે દુકાળ હિંદના પશ્ચિમ ભાગમાં પડવાથી ઘણાં ઢોર તથા માણસો મરણ પામ્યાં. આ વખતે કર્ઝન સાહેબે ફરી લોકોનાં દુઃખો ટાળવા બાંધ કામો ઉઘાડયાં તથા માંદાને અશક્તાને માટે પુઅર હાઉસો ઉઘાડી મફત ખાવા પીવાનું આપી પોષણ કર્યું. (૨) યુરોપથી આવતી ખાંડ ઉપર જકાત નાખવાથી તે મોંઘી પડી તેથી દેશી ખાંડ બનાવનારા લોકોને ઉત્તેજન મળ્યું. (૩) દક્ષિણ આફ્રિકામાં ટ્રાન્સવાલના બોયર લોકો સાથે અંગ્રેજને લડાઇ થવાથી હિંદનું કેટલુંક લશ્કર ત્યાં મોકલવામાં આવ્યું, (૪) ચીનમાં ખ્રિસ્તિ લોકોની કતલ થવાથી યુરોપમાંથી તેમજ હિંદમાંથી લશ્કરો ત્યાં ગયાં. (૫) સને ૧૯૦૦ માં ગુજરાતમાં થોડા વરસાદની તાણ હોવાથી તથા ઊંદરો નીકળ- વાથી બીજા વર્ષમાં પણ દુકાળ પડ્યો. (૬) તા. ૨૩–૧–૧૯૦૧

માં મહારાણીશ્રીનો સ્વર્ગવાસ થવાથી એમના મોટા પુત્ર સાતમા એડવર્ડ શહેનશાહ થયા. (૭) તા. ૯-૮-૧૯૦૨ ના રોજ એડવર્ડ-નો રાજ્યાભિષેક ઇંગ્લાંડમાં થવાથી દુનિયાના ઘણા ભાગના લોકો તથા હિંદના સંભાવિત ગ્રહસ્થો એ શુભ અવસરમાં ભાગ લેવા ઇં-ગ્લાંડમાં ગયા હતા. ગૃહસ્થોમાં એ શુભ ઉત્સવ અહીં તા. ૧-૧-૧૯૦૩ ના રોજ દીલ્હી ખાતે ઉજવવામાં આવ્યો હતો. તે વખતે એડવર્ડ પોતાનાં પવિત્ર ને પુજ્ય માતુશ્રીના પગલે પગલે ચાલશે એવી ઇચ્છા પ્રદર્શિત કરી હતી. આ પ્રસંગે મીઠા ઉપરના કરમાં ઘટાડો કર્યો હતો. તથા ૫૦૦ રૂ. ની ઉપજ ઉપર જે કર લેવાતો તે હવેથી એક હજારની ઉપજ ઉપર લેવાનું ઠરાવ્યું, હિંદી પ્રધાનની કૌન્સિલમાં આ દેશના બે મેમ્બરો નીમવામાં આવ્યા. ને હિંદના રાજ્ય વહીવટમાં સુધારો વધારો કરવા પાદશાહી કમીશન નીમ્યું. સને ૧૯૦૯ માં આ દેશના વહીવટમાં હિંદી પ્રજા ભાગ લેતી થાય તે સારૂ ઇલાકાની કૌન્સિલમાં વધારે સલાહકારો નીમ-વાનો હિંદી પ્રજાને હક મળે તેવો કાયદો થયો તે કાયદાની રૂએ ઇલાકાની તથા સરકારની કૌન્સિલોમાં વધારે મેમ્બરો નીમાયા ને વાઇસરોયની કૌન્સિલમાં એક દેશી મેમ્બર નીમાયો. સને ૧૯૧૦ માં લોકપ્રિય થઇ પડેલા આપણા શહેનશાહ એડવર્ડનો સ્વર્ગવાસ થવાથી તેમના પાટવી કુંવર પાંચમા જ્યોર્જ ગાદીએ બેઠા. મિન્ટો સાહેબની મુદત પૂરી થવાથી હાર્ડિંગ સાહેબ પધાર્યા.

લોર્ડ હાર્ડિંજ—આ વાઇસરોય સને ૧૯૧૧ માં હિંદમાં પધાર્યા, તેમના વખતનો ઇતિહાસ હમેશને માટે યાદ રહે તેવો છે કારણ કે આ દેશમાં ઇ. સ. ૧૮૫૮ થી કંપની પાસેથી રાજ્યની

તમામ મહારાણીશ્રીએ પોતાને હસ્તક લીધી ત્યારથી આજ સુધીમાં કોઇ શહેનશાહ હિંદમાં આવી દિલ્હીની ગાદીએ બેઠા નહોતા. ફક્ત તેમના તરફથી તેમના પ્રતિનિધિ અહીં એવે પ્રસંગે ઉત્સવ કરતા. તે આ જ્યોર્જ પાંચમા સને ૧૯૦૬માં અહીં પધારેલ તે ઇચ્છાનુસાર આ વખતે દિલ્હીની ગાદીએ બેસી પોતાની ઇચ્છા પૂરી કરી હતી. તે વખતે હિંદના મોટા મોટા મહારાજાઓએ તથા નામાંકિત ગૃહસ્થોએ એ ઉત્સાહમાં જઇ અપૂર્વ લાભ લીધો હતો ને પોતાની વફાદારી બતાવી હતી. પાદશાહ જ્યોર્જ તથા તેમની પત્ની મેરીએ પણ હિંદમાં દિલ્હીની ગાદીએ બેસીને ચક્રવર્તિપણુ ધારણ કર્યું. તેની ખુશાલીમાં દેશના કલ્યાણાર્થે અપૂર્વ બક્ષિસો આપી હતી.

**આપેલી બક્ષિસો**—(૧) કેળવણીની વૃદ્ધિ થવા માટે દર વરસે રૂા. ૫૦ લાખ વધારે આપવા, (૨) કર્ઝન સાહેબે બંગાળાના જે બે ભાગ પાડયા હતા. ને જેથી બધી પ્રજા નારાજ હતી. તેનો દીર્ઘ દષ્ટિથી વિચાર કરી તે ભાગો જોડી દીધા ને છોટાઉદેપુર તથા આસામના ભાગો જુદા કરી તે ઉપર અનુક્રમે લેફટેનેન્ટ તથા ચીફ કમીશનર નીમવાનું ઠરાવ્યું. (૩) નાના દેશી રાજ્યો પાસે સરકારનું લેણું હતું તે માફ કરાવ્યું. (૪) સો રૂપિઆ સુધીના કરજદાર કેદીઓને ગરીબ જાણી એ કરજમાંથી મુકત કરી છોડી મુકવા. (૫) હિંદની રાજ્યધાની કલકત્તામાં છે ત્યાંથી ફેરવી દીલ્હીની પાસે જ્યોર્જબાદ વસાવી ત્યાં કરવી. તેથી બધા રાજાઓને મધ્યસ્થ થઇને વળી સરકારને ખર્ચ કમી થશે. એવો વિચાર દર્શાવ્યો. (૬) સને ૧૯૧૧ ના ડીસેંબરની બારમી તારીખે પોતે ગાદીએ બેસી કેળવણી લેનાર તમામ વિદ્યાર્થીઓને પોત પોતાની લાયકાત

પ્રમાણે ચાંદ વહેંચ્યા તથા મીઠાઇ જમાડી. આવાં શુભ કામોથી બધી પ્રજા રાજીરાજી થઇ ચારે તરફ મહારાજા જ્યોર્જ તથા તેમના પત્ની મેરીના યશોગીત ગાવા લાગી તથા પ્રભુ પાસે ખરા અંતઃકરણથી એવું માગ્યું કે હે પ્રભુ.

આ સર્વોપરિ મહારાજા પાંચમા જ્યોર્જનું આબાદી ભરેલું રાજ્ય મેરી સહિત ચિરંકાળ સુખેથી ભોગવો.



# શહેનશાહ પાંચમા જ્યોર્જ માટે.

---

## પ્રભુ પ્રાર્થના.

---

ભુજંગી છંદ.

પ્રભુ છો તમે દેવના દેવ ભારી.
વસી અંત્તરે વાત જાણો અમારી
દીધા ઉત્સવો આજ તો ગામગામે
કરો ઉન્નતિ જયોર્જની ઠામ ઠામે......૧.

તપો રાજગાદી તપો તેજ તેનું
રહો ખ્યાતિમાં ધર્મ જે રાજ જેનું
શુદે ચંદ્ર કાન્તિ વધ્યે જેમ વ્યોમે
કરો ઉન્નતિ જ્યોર્જની ઠામ ઠામે......૨

રહો તાજી વિદ્યા અતિ માન પામો
વળી કીર્તિ ને શ્રેષ્ટતા ખુબ જામો
વધો વંશની વેલ નિશ્ચય ભોમે
કરો ઉન્નતિ જ્યોર્જની ઠામ ઠામે......૩

નવી શોધને હુંન્નરો નાથ આપો,
બહુ લોકને ભૂપરે રાજ્ય સ્થાપો,
રહો વાવટા ફરકતા જ્યોર્જ કેરા,
પડો દુશ્મનો પૃથ્વી માંહે તમેરા......૪

પ્રભુ નૃપને રિદ્ધિને સિદ્ધિ આપો,
વળી હામ દામો દઇ દુઃખ કાપો.
કરો રાજ ભક્તો પ્રભુ ગામ ગામે
કરે ઉન્નતિ જ્યોર્જની ઠામ ઠામે......૫

દોહરા.

સૌભાગ્ય મેરીનો સદા અમર રાખજુ નાથ,
દંપતિની મન વાંછના સફળ કરો જગનાથ.

તાબેદાર સેવક:
ત્રિભુવન દેવસી રાધવાણી.
સ્કૂલ માસ્તર—ખોલડીઆદ.



# વ્યાકરણ.

વાકય—આપણે કહેવાની મતલબ સાંભળનાર સમજી શકે એવું બોલીએ ત્યારે વાકય કહેવાય. વાકયમાં કર્તા ક્રિયાપદ તો હોવાંજ જોઈએ, કર્મ વખતે હોય ને વખતે ન હોય.

કર્મ—તે બે જાતનાં છે (૧) ઉપસ્થ (૨) અનુપસ્થ એમ જેમાં બંને કર્મ આવે તેને દ્વિકર્મી ક્રિયાપદ કહે છે, જેમકે માસ્તર છોકરાને લેખું ગણાવે છે તેમાં છોકરાને એ અનુપસ્થ એટલે ક્રિયાપદની પાસે નહીં રહેનારૂં કર્મ કહેવાય છે. ને લેખું એ ઉપસ્થ કર્મ એટલે ક્રિયાપદની પાસે રહેનારૂં કર્મ કહેવાય છે અનુપસ્થ કર્મ ચોથી વિભક્તિમાં રહે છે ને ઉપસ્થ કર્મ ૨ જીમાં રહે છે.

વાકયના બે ભાગ (૧) કર્તૃપક્ષ (૨) વિધાનપક્ષ.—કર્તા તે કર્તાની સાથે રહી કર્તામાં વધારો કરનાર શબ્દ કર્તૃપક્ષમાં આવે છે ને કર્મ તથા ક્રિયાપદ તથા તે બન્નેનો વધારો કરનારા શબ્દ વિધાનપક્ષમાં આવે છે. જેમકે પાલીતાણાના શિક્ષકો સારો પ્રસાર કરે છે તેમાં “ પાલીતાણાના શિક્ષકો ” એ કર્તૃપક્ષ છે ને “ સારો પ્રસાર કરે છે ” એ વિધાન પક્ષ છે.

વિશેષણ—એ ઘણું કરી વિશેષ્યની પહેલાં આવે છે જો વિશેષણ કર્તાનો ગુણ બતાવે તો કર્તૃપક્ષમાં આવે છે. જેમકે સારો છોકરો ભણે છે. પણ જો ક્રિયાપદનો ગુણ બતાવે તો તે વિધાનપક્ષમાં આવે છે. જેમકે આ તળાવ ઊંડું છે કું મોટો થયેલ વગેરે જે વિશેષણ ત્રણે જાતિમાં ફરે તે વિકારી ને જે ન ફરે તે અવિકારી કહેવાય છે.

**વિશેષણને વિશેષ્ય**—જ્યારે વિશેષણ વિશેષ્ય વિના એકલું આવે ત્યારે તેને વિભકતીના પ્રત્યય લાગે છે. પણ જ્યારે વિશેષ્યની સાથે આવે ત્યારે ત્રીજી સિવાય બીજી કોઇ વિભકતી લાગતી નથી જેમકે થોડામાં ઠીક છે ભલાની દુનીયા નથી. સારા છોકરાથી લાભ છે. અંધાર કુવામાં પાણી છે. સારે ઘોડે મુસાફરી કરજો. જુદી જુદી જાતિનાં ઘણાં વિશેષ્ય તથા અથવા અને શબ્દોથી જોડાએલાં હોય તો તેમનું વિશેષણ નાન્યતર જાતિના બહુ વચનમાં આવે જેમકે વઢવાણીતી પેન, કેડીયું ને કોટ સારાં મળ્યાં ને જુદુ જુદુ બોલવું હોય તો વિશેષ્યની જાતિ પ્રમાણે વિશેષણ મુકવામાં આવે છે જેમકે સારી પેન, ધોળું કેડીયું ને નવો કોટ વગેરે માન આપવા સારૂ વિશેષણ નરજાતિ બહુ વચનમાં આવે છે. જેમકે મોટા બાપુ આવ્યા પણ વિશેષ્ય નારીજાતિનું હોય તો તેને માન આપવા વિશેષણ નાન્યતરજાતિના બહુ વચનમાં આવે છે જેમકે મોટાં રાણી પધારે છે.

**વિભકિત**—વાકયમાં એક બીજા શબ્દોનો સંબંધ જોડવા જે પ્રત્યય લગાડવામાં આવે છે તે વિભકિત જેમકે વઢવાણમાં અમદાવાદનો મોચી સંચાથી સારા જોડા સીવે છે, તેમાં. માં, નોથી એ વિભકિતઓ છે.

**વિભકિતનો સંબંધ**—૧ લી વિભકિત ' ક્રિયાપદની સાથે કર્તા તરીકે રહેલા શબ્દને લાગે છે. બીજી વિભકિત કર્મ તરીકે રહેલાને, ત્રીજી કર્તા તરીકે રહેલાને એ લાગવાથી, તથા સાધનના અર્થ તરીકે રહેલાને. ૪ થી અપાદાનને સંબધે એટલે આપવું.

પહોંચવું, પ્રાપ્ત થવું વગેરે પાંચમી. જુદા પાડવાના સંબંધે છઠ્ઠી. સંબંધ જોડવાના સંબંધે સાતમી સ્થળ જણાવવા સંબંધે લાગે છે વગેરે.

**વિભક્તિ લગાડવાની રીત**—સામાસિક નામને છેલ્લે પ્રત્યય લાગે છે જેમકે પાંડવ કૌરવને કુસંપ થયો. પાન સોપારીથી શો ફાયદો, ઘણાં નામને એકજ વિભક્તિ લગાડવી હોય ત્યારે છેલ્લા નામને લગાડાય છે. જેમકે ખેતરમાં બળદ, ગાય અને છોકરાંની કોઇએ સંભાળ લીધી નહિ.

**સંબોધન**—જ્યારે કોઇને સાદ પાડીને અથવા નામ લઇને બોલાવવામાં આવે ત્યારે તે નામને સંબોધન વિભકિત લગાડવામાં આવે છે. જેમકે ચુનીલાલ ઉભો રહે.

**ત્રિજી વિભક્તિ**—તેનો એ પ્રત્યય છે તે એ ત્રણ રીતે વપરાય છે. (૧)છોકરાએ કામ કર્યું એમાં એ કર્તા અર્થમાં લાગેલો હોઇ ત્રીજીનો પ્રત્યય છે. (૨) મેં શેરડીએ ખાધી તેમાં એ પણના અર્થનાં છે માટે ત્રીજી નહિ કહેતાં તેને અવ્યય કહેવું. (૩) **નીસરણીએ** બેસજો એમાં એ ઉપરના અર્થમાં છે માટે ૭ મી વિભકિત કહેવી. કોઇ વખતે બે કે વધારે વિભકિતઓ સાથે પણ લાગે છે. જેમકે **ગામમાંથી** મળ્યા તેટલા મજૂર આપ્યા.

**વચન**—એ છે એક વચનને બહુ વચન, રૂપ ઉપરથી, અર્થ ઉપરથી, ક્રિયાપદ ઉપરથી, ને વિશેષણ ઉપરથી વચન નકી કરી શકાય છે જેમકે—(૧) ચોપડીઓ લાવજો, ચોપડી લાવજો; અર્થ ઉપરથી વચન કહેવાની રીત—(૨) તમારા ગામના આગેવાન

છે. ને ગામનો માણસ છે.—(૩) ત્રણ દાડમ લાવજો. ને સારૂં દાડમ લાવજો—(૪) વાડીમાંથી લીંબુ તોડયાં, વગડામાં વાઘને માર્યું વગેરે,

કૃદંત—અધુરા ક્રિયાપદને કૃદંત કહેછે, ક્રિયા બતાવનાર શબ્દ ને વિભક્તિના પ્રત્યય લાગે તોપણ કૃદંત બને છે જેમકે પાઠ વાંચતાં થાકી ગયો. ગામમાં આવીને કહેજો વગેરે.

કોઇ વખત કૃદંત ક્રિયાપદની પછી આવે જેમકે આ ગામમાં કોઇ વેપારીને હું નથી જાણતો ને હું નહોતી ગઇ.

ક્રિયાનાથ—ક્રિયાપદને જે શબ્દ પ્રમાણે પુરૂષ જાતિ ને વચન લાગે તે તેનો ક્રિયાનાથ, કર્ત્તા, કર્મ ને ભાવ ક્રિયાનાથ થાય જેમકે ગાય વગડામાં ગઇ એમાં ગઇ શબ્દને પુરૂષ જાતિને વચન ગાય પ્રમાણે લાગ છે માટે ક્રિયાનાથ.

કર્ત્તા ક્રિયાનાથ—રબારી બાપુ ગોંધે છે. એમાં ગોંધે છે એનો ક્રિયાનાથ રબારી કર્ત્તા છે માટે ગોંધે છે એ કર્ત્તરિ પ્રયોગ થાય.

કર્મ ક્રિયાનાથ—જ્યારે ક્રિયાપદ કર્મ પ્રમાણે ફરે ત્યારે, જેમકે મેં દુધ પીધું એમાં દુધ કર્મ છે ને તેનો ક્રિયાનાથ છે માટે ત્યાં કર્મણિ પ્રયોગ થાય.

ભાવ ક્રિયાનાથ—ક્રિયાપદનો ક્રિયાનાથ ભાવ હોય ત્યારે ભાવ ક્રિયાનાથ કહેવાય છે તે વખતે ભાવે પ્રયોગ થાય છે જેમકે પેટમાં દુઃખે છે એમાં દુઃખે એનો ક્રિયાનાથ ભાવ છે.

ક્રિયાનાથ જુદીજુદી જાતના હોય ત્યારે તેનું ક્રિયાપદ નાન્યેતર જાતિના બહુવચનમાં આવે છે. ને કોઈ વખતે છેલ્લાની જાતિ પ્રમાણે પણ રહે છે: જેમકે મેં બજારમાંથી પેન, પાટીને ચોપડી લીધા અથવા તમારે ઘેર જઈ શાક રોટલા ખાધા વગેરે.

જુદા જુદા પુરૂષ સર્વ નામના ક્રિયાનાથ—ક્રિયાનાથ જુદા જુદા પુરૂષ સર્વનામ હોયતો ક્રિયાપદ પ્રથમના પુરૂષના બહુ વચન પ્રમાણે રહે છે જેમકે હું તું ને તે જઈશું તેમાં હું તું ને તે એ ત્રણેમાં પ્રથમનો પુરૂષ સર્વનામ હું છે માટે તેના બહુ વચન પ્રમાણે રહે છે. તમે ને હું એમાં પણ હું ના બહુ વચન પ્રમાણે રહે ને તેમજ ને તમે એમાં તું ના બહુવચન પ્રમાણે રહે વગેરે.

માનાર્થ—ક્રિયાનાથ એક વચનમાં હોય તો પણ માનાર્થે ક્રિયાપદ બહુ વચનમાં આવે છે જેમકે ગુરૂજી જાગ્યા. સંબોધન વિભકિતવાળા ક્રિયાપદનો ક્રિયાનાથ બીજા પુરૂષના એક વચન અથવા બહુ વચનમાં આવે છે. ક્રિયાનાથ નારીજાતિના એક વચનમાં હોય તોપણ માન આપતી વેળા ક્રિયાપદ નાન્યતર જાતિના બહુ વચનમાં આવે છે.

વધારો—કર્તાનો વધારો કર્તાની પહેલાં મુકવામાં આવે છે ને કર્મનો વધારો કર્મની પહેલાં મુકાય છે, તેવીજ રીતે ક્રિયાપદનો વધારો ક્રિયાપદની પહેલાં આવે છે પણ તેનીજ પાસે રહે એવો નીયમ નથી જેમકે રાજકોટના કડીઆ દરરોજ પ્રણી કોતરણી કરે છે તેમાં કર્તા ને કર્મનો વધારો કર્તા કર્મની પહે-

માને વળી પાસેજ છે પણ ક્રિયાપદનો વધારો જે દરરોજ તે ક્રિયાપાદની પાસે નથી. પણ કર્મના વધારાની પહેલાંને તેની પાસે છે.

**ઉભયાન્વયી અવ્યય**—તે બે શબ્દ કે વાક્યને જોડે છે. જેમકે રાજા અને રાણી સંવાદ કરે છે; તમારી ખડકી એટલી ઊંચી મુકજો કે ઘણાં લાંબા માણસો પણ આવી શકે.

**શબ્દયોગી અવ્યય**—શબ્દ સાથે જોડાઇ ક્રિયાપદની સાથે સંબંધ રાખે છે. વળી શબ્દયોગી અવ્યયની પહેલાં ને **ની** અને ના એવા પ્રત્યયો આવે છે. જેમકે છાપરા ઉપર ઘર, કરતાં, સાહેબ વાસ્તે, વગેરે.

**ક્રિયાવિશેષણ અવ્યય**—એ ક્રિયાપદની પહેલાં આવી તેનો ગુણ બતાવે છે અને ક્રિયાની રીત, ઠેકાણું, વખત વગેરે બતાવે છે, જેમકે **આમ** ચાલજો. પણ **આમ** ચાલશો નહિ એ ઠેકાણું બતાવે છે ને આ દાખલો **આમ** ગણો એમાં આમ રીત બતાવે છે. હું હવે સ્ટેશને નહિ જાઉં એમાં હવે વખત બતાવે છે.

**નકાર બતાવનાર**—એ ક્રિયાપદની પછી તથા પહેલાં આવે છે. જેમકે ન, નહિ, ના નો મા. વગેરે.

**કેવળ પ્રયોગી અવ્યય**—મનમાં હરખ, શોક, ગભરાટ, નવાઇ સુખ દુઃખ, તિરસ્કાર ઇચ્છા વગેરે બતાવી, જે બોલ છુટો બોલાય છે તે તેને ઉદ્દગાર અવ્યય પણ કહે છે.

**હરખ**—આહા, ઓહો, અધધધ, હાશ.

શોક દુઃખ—અં અઃ અરે અરેરે, ઓયરે, હાયહાય ઓહો, હે, અરરર વગેરે.

ગભરાટ બતાવનાર—હાયહાય, હેં, રે,

નવાઇ—અધધધ, વાહરેવાહ, ઓહોહો, વગેરે.

તિરસ્કાર—છટ, થુ, હત, ઉ, ધીકધીક, ફટ, ફટ, ફટ.

મનોભાવ—શાબાશ, ધન્ય, બસ, જય, જય, ચુપ ચુપ,

ખોટાં વાકયને સુધારવાં-" મારાં બાપનું નામ હું ને તે જાણો " એ વાકય ખોટું છે કારણકે મારા એને છઠી વીભકતી લાગી છે. ને છઠી વીભકતી તેની પછીના શબ્દ સાથે સંબંધ રાખે છે માટે મારાંને બદલે મારા જોઇએ કેમકે તે પછીનો શબ્દ નરજાતિનો છે વળી કીયાનાથમાં ૧ લોને ૩ જો પુરૂષ હોય તો કીયાપદ પહેલા પુરૂષના બહુ વચનમાં આવે, માટે " જાણો " છો ત્યાં જાણીએ જોઇએ તેથી મારા બાપનું નામ હું ને તે જાણીએ એમ જોઇએ.

વાકય બે જાતના છે—(૧) સાદુ (૨) મિશ્ર. જેમાં એક કર્તાને ક્રિયાપદ તથા સકર્મક ક્રિયાપદ હોય તો કર્તા કર્મને ક્રિયાપદ નકી આવે તેને સાદું વાકય કહે છે. ને એક મુખ્ય વાકયને બીજા ઉપવાકય આવે તે મિશ્ર વાકય જેમ " દુઃખી થશો ત્યારે કામ કરશો " એમાં ત્યારે કામ કરશો એ મુખ્ય ને દુઃખી થશો એ ઉપવાકય માં છે. વગેરે.

બંન્ને વાકયોમાં ફેર—સાદાં વાકયોમાં કર્ત્તા, કર્મને ક્રિયાપદ તથા તેમના વધારા શબ્દ સમુહથી બને છે. પણ મિશ્ર વાકયમાં કર્તૃપક્ષને વિધાનપક્ષના વધારા ઉપવાકયથી બને છે.

ઉપવાકય—એ ત્રણ જાતના છે (૧) નામરૂપી ને ક્રિયા વિશેષણ રૂપી.

નામરૂપી ઉપવાકય—નામ રૂપ ઉપવાકયની ને મુખ્ય વાકયની વચ્ચે જ્યારે ઉપવાકય પહેલું ને મુખ્ય વાકય પછી આવે ત્યારે એ, તે આવે છે. ને મુખ્ય વાકય પહેલું ને ઉપવાકય પછી આવે ત્યારે કે અથવા કેના અર્થમાં રહેલોજ આવે છે

દાખલા—"જલાલુદ્દીન એટલો બધો દયાળુ હતો" કે રસ્તા ઉપર પણ ચોરી કરનારને મારતો નહિ ' એમાં ' આ ' ચિન્હ મુખ્ય વાકય છે ને " આ ચિન્હ ઉપવાકય છે. ને નામ રૂપી જે મુખ્ય વાકય તે મારતો નહિ એ વિધાનપક્ષનો કર્તા છે.

કર્મતરીકે નામરૂપી મીશ્ર વાકય—" પછી બીરબલનું શું થયુ " તે મને કહો તેમાં ' આ " વાકયની જગ્યાએ તે કર્મ છે. " તમારા પરગણામાં વીઘોટી કમી થશે " એમ દરબાર બોલ્યા એમાં પહેલું ઉપવાકય કર્મ તરીકે છે.

મિશ્ર વાકયોમાં નામરૂપી ઉપવાકય મુખ્ય વાકયનું વિધાનપક્ષ બને-માવતરની ફરજ છે કે બચ્ચાંને જાળવવાં વગેરે.

## નીચેનાં વાક્યોનું પૃથક્કરણ કરો.

તમારા શહેરના દરવાજા ગઇ કાલે કયા પોલીસે મોડા ઉઘાડયા.
સારી ચાકરી કરશો તો સુખી થશો એમ શેઠ બોલ્યા.
ગોપાળ એવો બહાદુર છે કે સૌને સુખી કરે છે.
નકલંકનું ધારવું હતું કે તેને ખુબ મુંઝવવો.

**નીચેના મિશ્રવાકયોને ટુંકા કરી નાસ રૂપી ઉપવા-કયને બદલે** શબ્દ સમુદાયો મુકી વાકય બનાવો.
લેસેપ્સ સાહેબને હેરાન કરવા બીજા પ્રજનેરો મથ્યા.
છોકરાઓ ભેળા થાય એમ લખમીચંદે કર્યું.

**નીચેનાં સાદા** વાકયોમાં શબ્દ સમુદાય ઉપરથી નામ રૂપી ઉપવાકય બનાવી મિશ્ર વાકયો બનાવો.
અમે સાંઝે છુટમાં ફરવાની ટેવ સારી જાણીએ છીએ
તે ચોરે બ્રાહ્મણ પાસેથી ઘેટું લેવાની યુક્તિ કરી.

મુખ્ય વાકયના પેટામાં આવતાં નામ રૂપી પેટા વાકયો,

સિદ્ધરાજે ખંતથી રાજ્ય ચલાવ્યું.

પેલો કોહલો કોહલો યુક્તિથી બચ્યો.

વિશેષણ રૂપી ઉપવાકય ને આરંભે જે જેવું જેટલું જેવડું શબ્દો આવે છે. ને ઉપવાકય પુરૂં થઇ રહે ત્યારે તેનો સંબંધ રાખનાર તે તેવું, જેટલું તેવડું એવા શબ્દ સહિત વિશેષ આવે છે. અથવા અધ્યાર રાખી આવે છે.

સાદા વાકયોમાં વિશેષણરૂપી શબ્દ સમુદાય કર્ત્તાનો વધારો કરે છે.

હારી ગએલો સ્વર આવે છે.

ગાંડા જેવો બનેલો ને બીક લગાડતો સુતાર બેભાન થયો.

મિશ્ર વાકયોમાં વિશેષણરૂપી ઉપવાકયો મુખ્ય કર્ત્તાનો વધારો કરેછે.

જેણે પોતાના ઘરમાં ભાળ્યું છે તે મેમાન જાણી શકે.

જે છોકરા ગુરૂને નડે તે અભ્યાસ કરે નહિ.

મિશ્ર વાક્યોમાં વિશેષણરૂપી ઉપવાક્ય કર્મનો વધારો બતાવે છે.

જેણે ગાડીમાં જાળવ્યાં તેને તમે આવવા દો.

તમે જે રૂપિઆ ગણ્યા તે મેં શેઠને આપ્યા.

મિશ્ર વાક્યોમાં વિશેષણ રૂપી ઉપવાક્ય મુખ્ય વાક્યનું વિધાન પક્ષ બને છે.

મારે જેટલો ખોરાક જોઇએ તેટલો છે.

વકીલે જેવું દીધું છે; ખારેકો જેટલી જોઇએ તેટલી મગાવ.

મિશ્ર વાક્યોમાં વિશેષણ રૂપી વાક્યો કર્તાને કર્મ વિના બીજા નામનો વધારો કરે છે.

જે કંદોઇ રાંધવા આવ્યો હતો તે કંદોઇમાં અક્કલ નથી જે ઘરનું પાર પડયું તે ઘરથી થોડે છેટે છે.

નીચેના વાક્યનું પૃથક્કરણ કરી પેટા તથા મુખ્ય વાક્યો બનાવો.

જે વેપારી અનુભવી છે તે પરદેશ જાય છે

જેટલો ફાયદો ધારો છો તેટલો મેળવશો નહિ.

નીચેના વાક્યોમાં વિશેષણ રૂપી ઉપવાક્ય ને સંકોચી તેને બદલે શબ્દ કે શબ્દ સમુહ મૂકી સાદાં વાક્યો રચો.

જે છોકરા વિવેકી છે તે છોકરો શિક્ષકોને ગમે છે.

ભેંસ ઘણું દુધ દે છે તે ભેંસ સોંઘી મોંઘી પણ લેજો.

નીચેનાં સાદાં વાક્યોમાંના શબ્દ કે તેનો સમુહ વાપરી વિશેષણ રૂપી ઉપવાક્ય બનાવી મિશ્ર વાક્ય રચો;

ભલો કવિ જશ મેળવે છે.

લુચ્ચા સાહેબે પક્ષપાત કર્યો.

મુખ્ય વાક્યના પેટામાં વિશેષણ રૂપી પેટા વાક્યો ઘણાં આવે છે]

જેની મુખ્ય મતલબ સમજીને ઘણી ઉપયોગી થઇ.

પ્રશાસની કીર્તિ આબરૂદાર ગૃહસ્થો ચોતરફ ગાય છે.

**ક્રિયા વિશેષણ રૂપી ઉપવાક્ય**—ક્રિયા વિશેષણ રૂપી ઉપવાક્ય પણ ક્રિયા વિશેષણ રૂપી શબ્દના જેવુંજ કરે છે.

ક્રિયા વિશેષણ રૂપી ઉપવાક્યને આરંભે જ્યાં, જ્યારે, જેમ ને પછી ત્યાં, ત્યારે, તેમ એવા શબ્દો આવે છે તેવા વાક્યો વિધાન પક્ષનું ઠેકાણું, વખત, રીત, સંકેત અથવા કારણ વગેરે બતાવે છે.

" સાદાં વાક્યમાં પણ ક્રિયા વિશેષણના શબ્દ આવે છે. "

આપણે સવારે જઇશું, છગન ક્યારે જશે.

તું પોર આવજે, મોહન ઝટ ભાગ્યો.

" સાદા વાક્યમાં ક્રિયા વિશેષણ રૂપી શબ્દ સમુદાયો આવેલા છે. " જેમકે—

આપણે સવારમાં જરા ઉતાવળથી ચાલીશું.

તમે બપોરે ઘોડે બેશી કે ગમે તેમ પણ આવજો.

" મિશ્ર વાક્યમાં વખત બતાવનાર ક્રિયા વિશેષણ રૂપી ઉપ વાક્યો મુખ્ય વિધાન પક્ષનો વધારો કરે છે " જેમકે—

તમે બપોરે જ્યારે સૂર્ય માથે આવે ત્યારે આવશો !

જ્યારે દુઃખ પડશે ત્યારે સુખ સંભાળશો.

" સાદા વાક્યમાં સ્થળ બતાવનાર ક્રિયા વિશેષણરૂપી શબ્દો."

ડાંગર ક્યાં પાકે છે, પણ જો જશો તો અહિં પણ આવવું પડશી.

" સાદાં વાક્યોમાં કારણ દર્શક શબ્દ. "

હવાથી રોગ હઠે છે ને ભેજથી માંદા પડીએ.

" સાદાં વાક્યોમાં કારણ દર્શક શબ્દ સમુહ. "

પ્રાણીને ચોકખી હવા લેવાથી સુખ થાય છે.

મારા ભાઈના બોલાવ્યા આવ્યો છું.

" મિશ્ર વાક્યોમાં કારણ દર્શન ક્રિયા વિશેષણ રૂપી ઉપવાક્યો મુખ્ય વિધાન પક્ષનો વધારો કરે છે. "

તેણે ખટાશ ખાધી તેથી આંચકી આવે છે.

તમને સ્વતંત્ર થવાનું સૂઝે માટે કાયદાથી વાકેફ કરૂ છું.

" નામ રૂપ ઉપવાક્ય પછી આવનાર જે, એ તે શબ્દને અથવા તેના વિશેષ્યને વીભક્તીના પ્રત્યય અથવા શબ્દયોગી તો તે અવ્યય લાગે ક્રીયા વિશેષણ રૂપ ઉપવાક્ય થઇ જાય. "

કાળ—( વખત બતાવનાર ) જે દિવસે ન આવો તે દિવસે રજા લેજો.

સ્થળ—તમે જે માર્ગે ચાલો છો તેમાં હું ચાલીશ.

રીત—ચીત રાખી ભણવું તે ફળદાઇ છે.

કારણ નાની ઉમરમાં છોકરાંને પરણાવે છે તે કારણથી તેઓ બળહીન બને છે.

મુકાબલો—જે સામો આવે છે તેના કરતાં હું ઉતરીશ નહિ.

" શબ્દ ઉપરથી શબ્દ સમુદાય ને વાક્યો રચવાની રીત. "
નામ ઉપરથી શબ્દ સમુદાયને નામ રૂપી વાક્ય.

શબ્દ—વ્યસન બુરૂં છે.

શબ્દ સમુદાય—વ્યસની બનવું તે નઠારૂં છે.

વાક્ય—વ્યસની ન થવું તે સારૂં છે.

" વીશેષણ ઉપરથી વીશેષણ રૂપી શબ્દ સમુદાય અને વિશેષણ રૂપી વાક્ય."

શબ્દ— જંગલી માણુસો બીતાં નથી.

શબ્દ સમુદાય—જંગલમાં રહેતાં માણુસો બીતાં નથી.

વાક્ય—જે જંગલમાં રહે તે માણુસો બીતાં નથી.

"ક્રીયાવીશેષણ ઉપરથી ક્રીયા વીશેષણ રૂપી શબ્દ સમુદાય તે ક્રીયાવિશેષણ રૂપી વાક્ય,"

શબ્દ—હું હમણા આવું.

શબ્દ સમુદાય—હું કદાપી હમણાં પણ આવુ.

" નીચે લખેલાં વાક્યોમાં શબ્દોને બદલે શબ્દ સમુદાય વાપરી વાક્યો બનાવો,

રીત નઠારી છે; તમે જલદી આવો,

પોપટ મીઠું બોલે છે; બીક રાખવી.

---

## વાકય પૃથકકરણનો નમુનો.

વાકય—તમારા ત્રણ છોકરા અમદાવાદમાં રૂનો બહોળો વેપાર બહુ ધમધોકાર ચલાવે છે.

| કર્તૃ પક્ષ. | | વિધાન પક્ષ. | | | |
|---|---|---|---|---|---|
| કર્ત્તાનો વધારો. | કર્ત્તા. | કર્મનો વધારો | કર્મ. | ક્રિયાપદનો વધારો. | ક્રિયાપદ |
| તમારા ત્રણ | છોકરા | રૂનો બહોળો. | વેપાર | અમદાવાદમાં ( સ્થળ ) બહુ ધમધોકાર ( રીત ) | ચલાવે છે. |

## સંધિ પ્રકરણ.

સંધિ પ્રકરણ જાણતાં પહેલાં અક્ષરના સ્થાન જાણવાની જરૂર છે.

વ્યંજન—ક્ થી ળ્. તે સ્વર વિના બોલાતા નથી.

સ્વર—અ, ઇ, ઉ, તે મૂળ ને તે સિવાય આ, ઈ, ઊ, એ, ઐ, ઓ, ઔ, અં અઃ ઋ ૠ, ૡ.

વર્ગીય—એટલે જેના વર્ગ પાડયા છે તે ક્ થી મ્ સુધીના ૨૫ છે.

અવર્ગીય—એ ય્ થી ળ્ સુધીના ૯ છે.

ઘોષાઅક્ષર—તેનો ઉચ્ચાર; છાતી ઉપર હાથ રાખ્યાથી થાય છે, તેને કોમળ અથવા સવાર કહે છે તે ગ્, જ્, ડ્, દ્. બ્, ઘ્, ઝ્, ઢ્, ધ્, ભ્, ઙ્, ઞ, ણ્, ન્, મ, ય્, ર્, લ્, વ્, હ્, ળ્, ગ્ન, તથા તમામ સ્વર.

અઘોષાક્ષર—એનો ઉચ્ચાર છાતીપર હાથ રાખ્યાં વિના થાય છે તેને કઠોર કે વિવાર પણ કહે છે તે ક, ચ, ટ, ત, પ, ખ, છ, ઠ, થ, ફ, શ, ષ, સ, ક્ષ.

અલ્પપ્રાણી—જેનો ઉચ્ચાર કરતાં થોડો શ્વાસ રોકવો પડે છે તે—જેમ—ક, ચ, ટ, ત, પ, ગ, જ, ડ, દ, બ, ય, ર, લ, વ, ળ.

મહા પ્રાણી—જેનો ઉચ્ચાર કરતાં વધારે શ્વાસ ખેંચવો પડે છે તે જેમ ખ, છ, ઠ, થ, ફ, ઘ, ઝ, ઢ, ભ, શ, ષ, સ, હ,

અનુનાસિક—ઙ, ઞ, ણ, ન, મ, તે નાકમાંથી બોલાય છે અંતસ્થ એટલે મધ્યે રહેનાર જેનો ઉચ્ચાર કરતાં વાણી સ્થાનને પૂરો સ્પર્શ થતો નથી તે જેમ ય, ર, લ, વ, ળ,

ઉષ્મા—જેનો ઉચ્ચાર સુસવાટીથી થાય છે તે જેમકે—શ, ષ, સ, હ.

કંઠ સ્થાનની—કંઠમાંથી બોલાતા અક્ષરો, ક, ખ, ગ, ઘ, ઙ, હ, અ, આ.

તાળુ સ્થાનની—તાળવેંથી બોલતા અક્ષરો, ચ, છ, જ, ઝ, ઞ, ય, શ, ઇ, ઈ.

મુર્દ્ધસ્થાની—મોઢેથી એટલે કંઠને તાળવા વચ્ચેના સ્થાનથી બોલતા અક્ષરો ટ, ઠ, ડ, ઢ, ણ, ર, ળ, ષ, ઋ, ૠ.

દંત સ્થાની—દાંતથી બોલાતા અક્ષરો ત, થ, દ, ધ, ન, સ, લ.

ઓષ્ઠસ્થાની—પ, ફ, બ, ભ, મ, ઉ.

દંતોષ્ઠ—વ, કંઠોષ્ઠ, ઓ, ઔ કંઠતાળવ્ય, એ, ઐ.

અનુસ્વાર—તેને ટુંકી નીશાની અક્ષર માથે ( ૦ ) આવું ટપકું.

વિસર્ગ—જ્યારે ચડકવાળો હકાર સ્વર બોલાય ત્યારે અક્ષર પાછવાડે ( : ) આવાં બે ટપકાં મુકે છે તે.

સવર્ણ—એટલે એકજ સ્થાનથી બોલાતા અક્ષર.

અસવર્ણ—એટલે જુદા જુદા સ્થાનથી બોલતા અક્ષર.

સ્પર્શાક્ષર—ક, થી મ, સુધીના ૨૫.

અસ્પર્શાક્ષર—તે ય, થી ળ સુધીના નવ.

હ્રસ્વસ્વર—અ, ઇ, ઉ. ઋ.

દીર્ઘ સ્વર—એટલે ગુરૂ સ્વર, આ, ઈ, ઊ, ૠ.

સંધી સ્વર—બે સ્વરના મળવાથી થએલા સ્વર તે.

અ+ઇ, ઈ=એ, અ+ઉ, ઊ=ઓ.

અ+એ=ઐ. અ+ઓ=ઔ.

ગુણવૃદ્ધિ—શબ્દને અ, ય, ઇ, ક, વગેરે પ્રત્યયો લાગતાં તેમાંના સ્વરની ગુણ વૃદ્ધિ થાય છે તે.

| મુળસ્વર | ગુણ | વૃદ્ધિ. | દાખલા. |
|---|---|---|---|
| અ | આ | આ | પ્રધાન+ય=પ્રાધાન્ય. |
| ઇ ઈ | એ | ઐ | ઇશ્વર+ય=ઐશ્વર્ય. |
| ઉ ઊ | ઓ | ઔ. | બુધ+અ=બૌધ. |
| ઋ ૠ | અર | આર. | ભૂ+અર=ભાર. |

સંધિ—પહેલા શબ્દોનો અંત્યાક્ષર ને બીજા શબ્દોનો આદ્યાક્ષર મેળવવાથી જે નવો અક્ષર થાય તેને સંધિ કહે છે.

સંધિના પ્રકાર—૪ છે સ્વરસંધિ, અનુસ્વારસંધિ, વિસર્ગ સંધિને વ્યંજન સંધિ.

## સ્વર સંધિ.

જ્યારે કોઇ શબ્દને છેડે સ્વર હોય ને આગળ આવનાર શબ્દને આદે સ્વર હોય તો તે બન્ને સ્વર મળી જાય છે. જેમકે પર+આધીન=પરાધીન, દેવ+ઇચ્છા+દેવેચ્છા વગેરે.

નિયમ—અ, આની સાથે અ, આ મળે તો આ થાય. પણ વિજાતિય એટલે ઇ, ઈ, ઉ, ઊ, ઋ, એ ઐ, ઓ, ઔ, મળે તો અનુક્રમે એ, એ, ઓ, ઓ, અર, ઐ ઐ, ઔ, ઔ થાય છે.

દાખલા—અ+ અ=આ જેમ દેશ+અંતર=દેશાંતર, શબ્દાર્થ.
" " આ=" જેમ પરમ+આત્મા=પરમાત્મા, દેવાલય.
" " ઇ=એ જેમ સ્વ+ઇચ્છા=સ્વેચ્છા.
" " ઈ=એ જેમ પરમ+ઈશ્વર=પરમેશ્વર, જગેશ.
" " ઉ=ઓ જેમ જ્ઞાન+ઉદય=જ્ઞાનોદય, શ્વાસોશ્વાસ.
" " ઊ=ઓ જેમ મદ+ઊન્મત=મદોન્મત.
" " ઋ=અર્ જેમ દેવ+ઋષિ=દેવર્ષિ, રાજર્ષિ.
" " એ=ઐ જેમ એક+એક=એકૈક.
" " ઐ=ઐ જેમ પરમ+ઐશ્વર્ય=પરમૈશ્વર્ય.
" " ઓ=ઔ જેમ ગુણ+ઓઘ=ગુણૌઘ.
" " ઔ=ઔ જેમ પરમ+ઔદાર્ય=પરમૌદાર્ય.

આ.

આ+અ=આ જેમ વિદ્યા+અર્થી=વિદ્યાર્થી.
" " આ=આ જેમ વિદ્યા+આલય=વિદ્યાલય.
" " ઇ=એ જેમ મહા+ઇંદ્ર=મહેંદ્ર.
" " ઈ=એ જેમ મહા+ઈશ્વર=મહેશ્વર.
" " ઉ=ઓ જેમ કૃષ્ણા+ઉદક=કૃષ્ણોદક.
" " ઊ=ઓ જેમ ગંગા+ઊર્મિ=ગંગોર્મિ.
" " ઋ=અર જેમ મહા+ઋષિ=મહર્ષિ.
" " એ=ઐ જેમ ગંગા+એકતા=ગંગૈકતા.
" " ઐ=ઐ જેમ મહા+ઐશ્વર્ય=મહૈશ્વર્ય.
" " ઓ=ઔ જેમ ગંગા+ઓઘ=ગંગૌઘ.
" " ઔ=ઔ જેમ મહા+ઔષધ=મહૌષધ.

નિયમ—ઇ, ઈ ની સાથે સજાતિય ઈ, ઈ આવે તો ઈ (દીર્ઘ) થાય ને વિજાતિય સ્વર આવે તો ય થાય છે.

ઇ.—જેમ ઇ+અ=ય: અતિ+અંત=અત્યંત.
,, ,, આ=યા અધિ+આહાર=અધ્યાહાર.
,, ,, ઇ=ઇ અતિ+ઇત=અતીત પરીક્ષા.
,, ,, ઇ=ઈ કવી+ઈશ+કવીશ.
,, ,, ઉ=યુ પ્રતિ+ઉત્તર=પ્રત્યુત્તર.
,, ,, ઊં=યુ અતિ+ઊર્મી=અત્યુર્મી.
,, ,, એ=યે પ્રતિ+એક=પ્રત્યેક.
,, ,, ઐ=યૈ અતિ+ઐશ્વર્ય=અત્યૈશ્વર્ય.
,, ,, ઓ=યો વ્રીહિ+ઓઘ=વ્રીહ્યોઘ (ડાંગરનો ઢગલો)
,, ,, ઔ=યૌ અતિ+ઔષધ=અત્યૌષધ.

દીર્ઘ ઈનું સંધિકાર્ય પણ હ્રસ્વ ઇ પ્રમાણે જ થાય.

નિયમ—ઉ કે ઊ પછી સજાતિય ઉ કે ઊ આવે તો (દીર્ઘ) ઊ થાય પણ વિજાતિય સ્વર આવે તો વ થાય.

ઉ+અ=વ જેમ અનુ+અય=અન્વય.
,, ,, આ=વા ,, શંકુ=આકાર શંક્વાકાર.
,, ,, ઇ=વિ ,, બહુ+ઇચ્છા=બહ્વિચ્છા
,, ,, ઈ=વી ,, બહુ+ઈશ્વર બહ્વીશ્વર.
,, ,, ઉ=ઊ ,, ભાનુ+ઉદય=ભાનૂદય.
,, ,, ઊં=ઊ ,, સિંધુ+ઊર્મી=સિંધૂર્મી.

,, ,, ઋ=વૃ ,, મનુ+ઋષિ=મન્વૃષિ.
,, ,, એ=વે ,, અનુ+એષણ=અન્વેષણ.
,, ,, ઐ=વૈ ,, બહુ+ઐશ્વર્ય બહ્વૈશ્વર્ય.
,, ,, ઓ=વો ,, બહુ+ઓધ+બહ્વોધ.
,, ,, ઔ=વૌ ,, બહુ+ઔદાર્ય=બહ્વૌદાર્ય.

દીર્ઘ ઊનું સંધિકાર્ય હ્રસ્વ ઉ પ્રમાણેજ થાય છે.

નિયમ—એ, ઐ પછી હરકોઈ સ્વર આવે તો એનો અય થાય ને ઐનો આય થાય છે.

જેમ એ+અ=અય ને+અન=(નય+અન=નયન. )
ઐ+અ=આય (નૈ+અક=અક)=નાયક.

નિયમ—ઓ, ઔ પછી હરકોઈ સ્વર આવે તો ઓનો અવ ઔનો આવ થાય છે.

જેમ—ઓ+ઇ=અવ ગો+ઈશ=ગવીશ.
ઔ+ઈ=અવ નૌ+ઇક=નાવિક.

## વ્યંજન સંધિ.

નિયમ—ઘોષ સાથે ઘોષ વ્યંજન ને અઘોષ સાથે અઘોષ વ્યંજન સાથે બોલાય છે પણ અઘોષ સાથે ઘોષ ને ઘોષ સાથે અઘોષ એ સાથે બોલાતા નથી જેમ ગ+ન=ગ્ન (ઘોષ) પણ ગ્ક (એ ઘોષ ને અઘોષ) ન બોલાય.

નિયમ—અઘોષાક્ષર પછી જો ઘોષાક્ષર આવે તો અઘોષાક્ષર જતો રહી તે ઠેકાણે તેજ સ્થાનનો ત્રીજો અક્ષર ( ઘોષ

અલ્પ પ્રાણ ) થાય છે જેમ જગત+અંબા=જગદંબા વાક+ઇશ=વાગીશ, ષટ+રિપુ=ષડિપુ; સત્+ગુણ=સદ્ગુણ વગેરે.

નિયમ—ઘોષાક્ષર પછી અઘોષાક્ષર આવે તો ઘોષાક્ષર ઉડી જઇ તે ઠેકાણે તેજ સ્થાનનો પહેલો અક્ષર ( અઘોષ અલ્પ પ્રાણ) થાય છે જેમ—મહદ્+પાપ=મહત્પાપ.

કુકુભ+પ્રાંત=કુકુપ્પ્રાંત વગેરે.

નિયમ—ઘોષ પછી ઘોષ ને અઘોષ પછી અઘોષ આવે તો તેઓ બદલાયા વિના જોડાય છે. જેમકે મહદ્+ગોળ=મહદ્ગોળ જગત્+પતિ=જગત્પતિ વગેરે.

નિયમ—ક, ચ, ટ, ત, પ પછી કોઇ પણ સ્વર આવે તો તેને ઠેકાણે ગ, જ, ડ, દ, બ થાય છે ને પછી તેમાં આવનાર સ્વર ભળે છે. જેમકે વાક્+ઈશ=વાગીશ દિક્+અંબર=દિગંબર જગત+ઇશ=જગદીશ ષટ્+ઓષ=ષડોષ, ક્ષિપ્+અરિ=ક્ષિબ્રિ વગેરે.

નિયમ—ત, પછી ચ, જ. ટ, લ આવે તો ત, ઉડી જઇ આવનાર અક્ષર બેવડાય છે જેમકે સત્+ચિત=સચ્ચિત સત્+જન=સજ્જન, સટ્+ટીકા=સટ્ટીકા, ઉત+લાસ=ઉલ્લાસ વગેરે.

નિયમ—ત્ પછી શ્ આવે તો ત નો ચ, ને શ નો છ થઇ બન્ને જોડાય છે, જેમકે ઉત્+શ્વાસ=ઉચ્છ્વાસ, સત્+ શાસ્ત્ર સચ્છાસ્ત્ર વગેરે.

નિયમ—અઘોષાક્ષર પછી અનુનાસિકાક્ષર આવે તો અઘોષાક્ષર ઉડી જઇ ત્યાં તેજ સ્થાનનો અનુનાસિક થાય છે.

જેમ જગત્+નાથ=જગન્નાથ વાક્+મય=વાઙ્મય સત્+માન સન્માન ષટ્+માસ=ષણ્માસ વગેરે.

# વિસર્ગ સંધી.

નિયમ—વિસર્ગ પહેલાં અ હોય ને વિસર્ગ પછી ઘોષાક્ષર આવે તો વિસર્ગનો ઉ થઈ પ્રથમના અ માં મળી (અ+ઉ) ઓ થાય છે જેમકે મનઃ+યત્ન=મનોયત્ન તમઃ+ગુણ =તમોગુણ મનઃ+ ભાવ=મનોભાવ.

નિયમ—વિસર્ગ પછી ઘોષાક્ષર આવે તો વિસર્ગનો રેફ ( ˚ ) થાય છે જેમકે પુનઃ+લગ્ન=પુનર્લગ્ન નિઃ+જન=નિર્જન, દુર્બળ વગેરે.

નિયમ—વિસર્ગની પહેલાં અ, આ સિવાયનો કોઈ સ્વર હોય ને વિસર્ગ પછી સ્વર હોય તો વિસર્ગનો ર થાય છે જેમકે નિઃ+આધાર=નિરાધર, દુઃ+આચરણ=દુરાચરણ નિઃ+ઉપાય=નિરુપાય વગેરે.

નિયમ—વિસર્ગ પછી તાલુસ્થાની પહેલા બે અક્ષર ( ચ, છ ) કે, શ આવે તો વિસર્ગનો શ થાય છે જેમ નિઃ+ચંત=નિશ્ચંત, નિઃ+શબ્દ=નિશ્શબ્દ વગેરે.

નિયમ—વિસર્ગ પછી દાંતસ્થાનની પહેલા બે અક્ષર (ત,થ) કે શ આવે તો સ થાય છે જેમકે નિઃ+તેજ=નિસ્તેજ, નિઃ+સંશય= નિસ્સંશય વળી કોઈ વખત વિસર્ગ પછી ક આવે તો પણ સ થાય છે જેમકે નમઃ+કાર=નમસ્કાર વગેરે.

નિયમ—વિસર્ગ પછી ક; ખ; પ, ફ, ટ; ઠ, અને પ આવે તો વિસર્ગનો ષ થાય છે. જેમકે નિઃ+કપટ=નિષ્કપટ. દુ.+પાપ= દુષ્પાપ; નિઃ+ફળ=નિષ્ફળ કોઈ વખત વિસર્ગ કાયમ પણ રહે છે જેમકે અંતઃ+કરણ=અંતઃકરણ.

## અનુસ્વાર સંધિ.

અક્ષરને માથે ( ૦ ) આવું મીંડુ આવે તે અનુસ્વાર.

નિયમ—અનુસ્વાર પછી કોઇ સ્વર આવે તો અનુસ્વારનો મ થાય છે જેમકે સં+આચાર સં+ઋદ્ધિ=સમૃદ્ધિ વગેરે.

નિયમ—અનુસ્વાર પછી કોઇ અક્ષર આવે તો અનુસ્વારને બદલે આવનાર અનુનાસિક થાય છે. જેમકે સં+ગમ=સઙ્ગમ. સં+ચય=સંચય; દણ્ડ; મન્દ, પમ્પ સમ્પૂર્ણ.

નિયમ—અનુસ્વાર પછી અવર્ગીય કે ઉષ્માક્ષર આવે તો અનુસ્વાર બિંદુ રૂપેજ રહે છે જેમકે સંવાર; સંલગ્ન, સંશય, સંસાર વગેરે.

---

## વાંચન વિગેરેમાં વપરાતાં ચિન્હો.

**અક્ષર બાંધવા માટે**—કોઇ નામને એકાક્ષરીથી જણાવવા તે નામનો પહેલો અક્ષર લખી બાધી લે છે જેમકે ડે. એજ્યુ, ઇ.= ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેકટર; શં. લા.=શંભુલાલજી.

**સમાન ચિન્હ**—જ્યારે બે શબ્દ વચ્ચે (=) આવું ચિંન્હ હોય ત્યારે તેને સમાન ચિન્હ કહે છે જેમકે જગત=દુનિયા; (૭+૫) =૧૨=(૬+૨)=૧૨ ( ૨૪÷૨ )=૧૨ વગેરે.

**પુર્ણવિરામ**—જ્યાં (.) આવું ટપકું મુકે છે. તે પૂર્ણ-વિરામ કહેવાય ત્યાં પૂરો શ્વાસ લેવો. એવું ચિન્હ જ્યાં પૂરેપૂરો અર્થ સમજાતો હોય ને બીજે સબંધ જોડાતો ન હોય ત્યાં મૂકાય છે.

અલ્પવિરામ—વાંચવા કે બોલવામાં જ્યાં બહુ થોડો શ્વાસ લેવાનો હોય ત્યાં, અથવા અર્થમાં થોડો ભેદ રહે ત્યાં અથવા મિશ્ર વાકયોના ભાગોમાં ( , ) આવું ચિન્હ મુકાય છે તે.

પ્રશ્નાર્થ ચિન્હ—સ્વાલ પૂછવા માટે ( ? ) આવું ચિન્હ મૂકાય છે તે, જેમકે તમે ક્યારે જશો ?

ઉદ્ગાર ચિન્હ—હરખ, શોક, ધિક્કાર વગેરે બતાવવા ( ! ) આવું ચિન્હ મૂકાય છે તે.

અર્ધવિરામ—ઉપવાક્યમાં પેટાં વાકયો આવેલાં હોય તો ઉપવાક્યને છેડે ( ; ) આવું ચિન્હ મુકે છે તે.

બેકે તેથી વધારે શબ્દો સાથે જોડવાના હોય ને બધા માટે એકજ જાતની હકીકત કહેવી હોય તો છેલ્લાની પહેલાંના તમામ શબ્દોની પછી ( , ) આવું ચિન્હ મૂકે છે.

અવતરણ—કોઇની કહેલી કે લખેલી કે બીના તેના તેજ શબ્દોમાં કહેવી હોય તો અથવા કાંઇ કહેવત લખવી હોય તો ( " ખોદે તે પડે " ) આવું ચિન્હ મૂકે છે.

ભૂલ ચિન્હ—લખતાં કાંઇ રહી જાય તે પછી પકડાય તો જે બે શબ્દની વચ્ચે ભૂલ હોય તેની વચ્ચે ( ^ ) આવું ચિન્હ કરી ઉપર લખવું.

કૌંસ—વિશેષ અર્થ સમજાવવા કીધેલી વાત લઇ લઇએ તોપણ મુળ અર્થ તુટી ન જાય ત્યાં ( ), [ ], વગેરે, ચિન્હ મુકે છે. તે ઘણું કરી ( આવું ) મુકે છે.

સંધાની રેખા—એક લીટી પૂરી થતાં તેમાં આવેલો છેલ્લો શબ્દ થોડો તે લીટીમાં ને બાકીનો બીજી લીટીમાં લખવો પડે તો પહેલી લીટીને છેડે તુટેલ ભાગ પછી ( — ) આવું ચિન્હ કરે છે.

---

## નિબંધ (વાર્તા કે બીનાનો સાર).

આપણા મનના વિચારો બીજા માણસને બરાબર લખી જણાવવા તેનું નામ નિબંધ તે વર્ણન, કથન ને વિવેચન રૂપ એમ ત્રણ રીતે લખી શકાય છે.

વર્ણન રૂપ—કોઇ વસ્તુનો દેખાવ, રચના કે સ્થિતિ વિષે લખવું તે.

કથન રૂપ—કોઇ વસ્તુ શા કારણથી, કેવી રીતે ક્યા સાધનથી બની તથા તેમાં કેમ સુધારો કરવો પડયો શું વધારો કર્યો વગેરે લખવું તે.

વિવેચન રૂપ—સારા સારનો વિચાર કરી લખવું તે.

કોઇ ગામ અથવા મકાન વિષે—વર્ણન લખવું હોય તો પ્રથમ આકાર, દેખાવ, કોના જેવું, વિસ્તાર, ત્યાંની હવા; ત્યાંનું પાણી, પેદાશ, ત્યાંના વખણાતાં મકાનો, ચીજ, લોકો, ધર્મ, ધંધો વગેરે બીના વીગતથી લખવી.

જાનવર વિષે—લખવું હોય તો તેનો દેખાવ, કદ, રહેઠાણ, ખોરાક, પેદાશ, ઉપયોગ, સ્વભાવ; પાળવાની રીત વગેરે બીના વિસ્તાર કરીને લખવી.

ઝાડ વિષે—લખવું હોય તો કદ, દેખાવ, કાર્ય; યોગ્ય હવા પાણી કઇ ઋતુમાં કયાં ઉગે, ઉપયોગ; ઉછેરવાની રીત; ફુલ; ફળ; બી વગેરેની બીના લખવી તે.

સંચા વિષે—લખવું હોય તો તે કોણ ને ક્યારે શોધ્યો શી રીતે સુઝયું તેના દરેક ભાગનું વર્ણન; તે થવાથી ફાયદો તે નહોતો ત્યારે અડચણો શી શી પડતી, તે થવાથી, નુકશાન છે કે ફાયદો એ બધી બાબતો વિગતથી લખવી.

કર વહેવાર મુઆ પાછળ નકામો ખર્ચ ધર્મ રૂઢી સ્વતંત્રતા પરોપકાર, વ્યસન વગેરે બાબતો વિષે લખવું હોય તો પ્રથમ તેનો વ્યુત્પતિ પ્રમાણે અર્થ કરી વ્યાખ્યા આપવી પછી તેના મુખ્ય મુખ્ય પેટા પાડી. તે દરેક પેટાં વિષે વિવેચન કરવું તથા તેનું કારણ ગુણ દોષ સાબીતી દોષ ટાળવામાં તે પ્રમાણે હાલના જમાનામાં પળાય કે નહિ, ને શા માટે વગેરે લખી શકાય. વળી શ્લોક, શાસ્ત્ર કે કવિતા જે આધારરૂપ હોય તો તે પણ ટાંકવી; છેવટે સાર.

નિબંધ લખનારને ઘણાં પુસ્તકો વાંચી જ્ઞાન મેળવવાની જ- રૂર છે. કોઇ વિષય પસંદ કરી તે ઉપર નિબંધ લખવા માંડવો ને લખાઇ રહ્યા પછી સારા લેખક પાસે વંચાવી ખામી દુર કરીને વખતે તેનો તેજ નિબંધ વધારે સમજુતીથી લખવો એમ મહા- વરો પાડવાથી સારા નિબંધકાર થવાશે.

નિબંધમાં શુદ્ધિ રૂઢી ભાષા વગેરે યથાર્થપણે જાળવવા સાફ ચોકખા અક્ષર ને વિરામ ચિન્હપર પણ પૂરતું ધ્યાન દેવું.

દરેક નિબંધ વર્ણન, કથન ને વિવેચન ત્રણે રૂપે લખી શકાય કોઇ વસ્તુ વિષે લખવું હોય તો તે શાની બને છે શા માટે તેનીજ બને દરેક ભાગનું વર્ણન એવો આકાર કેમ બદી લતા નથી. તે શા ઉપયોગમાં આવે છે, તે ન હોયતો શી અડચણો પડે. તેને મળતી બીજી કોઇ ચીજો કોઇ દેશમાં કે જ્યાં થતી હોય તે કહેવું. આ રીતે કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઇએ આ કવિતા બનાવી શીખનાર ઉપર ઉપકાર કર્યો તે સાંભળવા જોગ છે.

## કવિત.

"શેનું બને છે? ને તેથી બનવાનું કારણ શું ?
કારણ બતાવી અંગો અંગના આકારનું
આવે શાશા ઉપયોગે? એ વીના શી અડચણો !
હોય તે બાબતો, બીજું જે જે એની હારનું
જંગલીથી સુધરેલા જનોમાં જેવું જણાય.
વદો એનું વરણુન એવા અનુસારનું
કહે દલપતરામ ક્યાં ક્યાં છે લખેલું નામ
બનાવી લખાણ લખો એટલા વિચારનું

## કાગળ લખવા વિષે.

બરાબરીઆ, ઉપર, પુત્ર, પિતા મિત્ર, ગુરૂ, મોટાભાઈ વગેરે સાથે આપણે સંબંધ રાખતા હોઇએ તે બધા સાથે પત્ર વહેવાર કરવાની જરૂર પડે છે. તેને ઠેકાણે લખવાની રીત જુદી જુદી હોય છે.

સાદા કાગળ લખવામાં સ્વસ્તિ શ્રી (ગામ) મહાસુભસ્થાન (જાત તથા નામ) જોગ શ્રી (ગામ)થી લી. )જાત તથા નામ) ના દંડવત જુવાર. સલામ વગેરે જે લખાતું હોય તે લખેછે. પણ

ગુરૂને કે મોટાને લખવું હોય તો પુજ્ય ગુરૂજીની પવિત્ર સેવામાં એટલું વધારવું, પુત્ર ઉપર લખવું હોય તો છોરૂ (નામ) ની ચી, જીવી ઘણી હજો એ વધારવું વગેરે.

નાનો મોટાને દંડવત કે પાયલાગણ લખે છે. મોટો નાનાને આશીર્વાદ લખે છે વગેરે મથાળાની બાબનો લખી પછી જે વાત લખવી હોય તે લખવી. સ્ત્રી પતિને લખે તો વહાલા પ્રાણુનાથ. ને પતિ સ્ત્રીને લખે તો અખંડ સૌભાગ્યવંતી લખે છે,

સાધુ બ્રહ્મચારીને લખવું હોય તો મહાત્મા, અહોનિશ પરમાત્માનું ધ્યાન ધરનાર કામ ક્રોધ વગેરે ષડરીપુના તજનાર વગેરે બાબત લખવી.

વિદ્વાનને લખવું હોય તો વિદ્વદ્વર્ય, દેશ હિતચીંતક, માતૃભૂમીને શોભવનાર, સર્વગુણાલંકૃત, સાક્ષર વર્ગમાંના વગેરે બાબતો લખી પછી જે બીના હોય તે આવવી જોઇએ.

## અરજી કે રીપોર્ટ કરવા વિષે.

અર્ધા કાગળમાં અરજી લખવી પ્રથમ અર્ધા કાગળમાં તેના ત્રીજા ભાગ જેટલો હાંસીઓ પાડી બાકીના બે ભાગમાં જમણા હાથ તરફ નાની બે લીટીઓ દોરી જેના પર અરજી કરવી હોય

સેનો જુદો લખવો જેમકે મહેરબાન વલસાડ, તાલુકના વહીવટદાર સાહેબ, મુ૦ વલસાડ. મેહેરબાન ગોંડળ સ્ટેટના રેવન્યુ કમિશ્નર સાહેબની હજુરમાં મુ૦ ગોંડળ.

મે. વાલાશન એજંટ ટુ ધી ગવર્નર સાહેબ બહાદુરની હજુરમાં
મુ૦ રાજકોટ.

મે. કલેક્ટર સાહેબ બહાદુરની હજુરમાં.
મુ૦ સુરત.

મે. એજ્યુ. ઇન્સપેક્ટર સાહેબની હજુરમાં,
મુ૦ સ્વારી.

મે. વઢવાણ સ્ટેટના એજ્યુ. સાહેબની હજુરમાં.
મુ૦ વઢવાણ

મે. કાઠીયાવાડ હાઇસ્કુલના હેડમાસ્તર સાહેબની હજુરમાં
મુ૦ રાજકોટ.

વગેરે જુદાં જુદાં ખાતાના અમલદારોને અરજી કરવામાં મથાળું શી રીતે કરવું તે ધ્યાનમાં રાખવું જેમકે ગંદકીમાં અરજી મે. મ્યુનીસીપાલીટીના સેક્રેટરી સાહેબને લેણા દેણાની અરજી મે. સરન્યાયાધીશ સાહેબને મારા મારીની અરજી મે. પોલીસ સુપ્રી-ન્ટેન્ડેન્ટ સાહેબને આપવી વગેરે.

પછી હાસીયાથી જરા છેટે લીટી દોરી ત્યાંથી લખવું કે જનાબના ( ગામના ) રહીશ ( નામ )ની નમ્રતા પૂર્વક સલામ સાથ અરજ એ છે કે એમ કરી જે બીનાની અરજ કરવી હોય તેની

મતલબ પણ બધો સાર આવી જાય એવી રીતે ટુંકાણમાં સ્પષ્ટ અને સમજાય તેમ લખાણ કરી છેવટે એજ અરજ એમ લખી તારીખ ટાંકવી ને, છેલ્લે લી. નમ્ર સેવક, અથવા તા. સેવક કરી પોતાની સહી કરવી.

## નમુનો ( અરજી ).

મે. વાંકાનેર મ્યુનીસીપાલીટીના સેક્રેટરી સાહેબની હજુરમાં
મુ૦ વાંકાનેર.

જીનાબમાં વાંકાનેરના રહીશ ખત્રી માવજી ત્રીભુવનની સલામ સાથ નમ્રતા પૂર્વક અરજ એ છે કે મારા રેણાકના ઘર પાસે શેઠ જગજીવન ગુલાબચંદનું જાજરૂ છે. તે લોકો તેમાં દિશાએ જાય છે. પણ સાફ કરાવતા નથી, જેથી એની અડચણ અમારે તથા મારા મહોલ્લામાં રહેનારને ભોગવવી પડે છે. ને અમારી તન્દુરસ્તીમાં બગાડ થાય છે તો તેઓ પોતાની એ જગો સાફ રખાવે એવો બંદોબસ્ત આપ સાહેબથી થવા આ સેવક આશા રાખે છે એજ અરજ તા. ૮-૮-૦૯.

લી. તા. સે.

ખત્રી માવજી ત્રીભુવન.

———

# નમુનો ૨ જો નોકરી મળવા માટે અરજી.

મે. જુનાગઢ સ્ટેટના પોલીસ સુપ્રી, સાહેબ હજુર

મુ૦ જુનાગઢ.

જીનાબમાં વેરાવળ મહાલના રહેવાશી સિપાઈ સમશેર બહાદુરની નમ્ર અરજ એ છે કે મારા સાંભળવા પ્રમાણે આપના ખાતામાં રાઇટર કાન્સટેબલની જગો હાલમાં ખાલી પડી છે. તો મેહેરબાની કરી મને તે જગોએ દાખલ કરશોજી.

મેં ગુજરાતી સાતમા ધોરણ પૂરાનો તથા ઈંગ્રેજી પાંચ ધોરણ સુધીનો અભ્યાસ કર્યો છે જેનાં સર્ટિફિકેટો મારી પાસે મોજુદ છે.

વળી મેં પ્રથમ પોલીસ ખાતામાં રાજકોટ નોકરી કરી છે. ને ત્યાંથી હુ કવાયત વગેરે શીખ્યો છું તથા માર્ચીંગનુ કામ પણ જાણું છુ ત્યાં રહી મારા ઉપરી સાહેબને સંતોષ પમાડયા છે. જો સર્ટિફિકેટ જોશે તો હુ મંગાવી આપીશ એજ નમ્ર અરજ.

તા. ૧-૧૨-૦૮

લી. તા. સેવક,

સમશેર બહાદુરના સલામ.

## વ્યુત્પત્તિ.

**સંસ્કૃત ઉપસર્ગ**—શબ્દની પહેલાં એટલે જે ડાબે હાથે જોડવામાં આવે છે તે.

**અ**=નહિ જેમ અપૂર્ણ=પૂરૂ નહિ તે, અમાપ=જેનું માપ નહિ તે, અપાર=છેડો નહિ તે, અપૂજ્ય=પુજ્યા વિનાના, અદ્રશ્ય=દેખાય નહિ તેવું, અમૃત્યુ=મરણ નહિ તે, અમર અભાવ, અપારદર્શક વગેરે.

**અણ**=નહિ જેમકે અણહદ=હદ વિનાનું, અણગળ=ગળ્યા વિનાનું અણસમજુ=સમજણ વિનાનો, અણઘડ=ઘડયા વિનાનું તે વિના અણધાર્યું, અણવિશ્વાસ, અણદીઠું અણબનાવર

**અન**=નહિ વિના જેમકે અનંત=અંત નહિ તે અનાસ્થા આસ્થા વિનાનું, અનુચીત=લાયક નહીં તે, તે વિના અનાદર અનુપમ અનાદી વગેરે.

**નિયમ**—શબ્દમાં પહેલો અક્ષર વ્યંજન હોય, તો અણ વાપરવો તે, સ્વર હોય તો અન્ વાપરવો.

**અનુ**—સાથે, મળતું, અનુરાગ=મળતો રાગ અનુચર=પાછળ ચાલનાર સેવક, અનુક્રમ=પછી આવનાર, અનુસરવું=મળતા આવવું તે વિના અનુપ્રાસ, અનુમત અનુભવ વગેરે.

**અંતર**—મધ્યે, માંહે ને વચમાં, અંતર્જ્વાલ=માંહેની જ્વાલ, અંતર્પટ=વચમાં નાખવાનું લુગડું, અંતર્ધાન=અંદર જતાં રહેવું, અંતર્વિવર્ધન=વચ્ચેથી વધનાર તે, સિવાય અંતર્ગોલ અંતઃકરણ.

અતિ=બહુજ, પેલેપાર, જેમકે અત્યંત=અંત મુકાને પેલેપાર, અતિનિદ્રા=ઘણીજ ઉંઘ, અતિસાર=ઘણું સરવું એટલે ઝાડો તે વિના અત્યાહાર, અતિશયોક્તિ, અતિ લોભ.

અધિ=ઉપર, વધારે ને બહુજ, જેમકે અધિપતી=ઉપરી રાજા, અધિરાજ=ઘણા મોટા રાજા, અધ્યક્ષ=ઉપરી, તે વિના અધિકારી, અધિભુત, અધ્યાત્મ, અધ્યયન વગેરે.

અપ—ઉતરતું ઉલટું, નઠારૂં. જેમકે અપભાષા=નઠારી ભાષા અપમાન=માનથી ઉલટું. અપશુકન=નઠારા શુકન તે વિના અપજસ, અપકીર્તિ અપરાધ.

અવ—નીચું, નઠારૂં, ઓછું, જેમકે અવજોગ=નઠારો જોગ અવતરવું=નીચે આવવું, (જન્મવુ). અવકૃપા=ઓછી કૃપા, અવદશા=નઠારી દશા, તે વિના અવકાશ, અવગતિ, અવલોકન વગેરે.

ઉપ=પાસે, નાનું હલકું, ઉપનેત્ર=આંખની પાસે રાખવાના નેત્ર, ઉપવન=નાનુ વન, ઉપમંત્રી=નાનો મંત્રી, તે વિના ઉપદેશ, ઉપગ્રહ ઉપવાકય, ઉપજાતી, ઉપવાસ=હલકી રીતે રહેવું તે.

અભિ=પાસે તરફ, જેમકે અભ્યાગત=પાસે, આવેલો ભીખારી અભિમાન=તરફ માપવું તે, એટલે અહંકાર, તે વિના અભિલાષી, અભિષેક વગેરે.

ઉત=ઉપર જેમકે ઉત્પન્ન=ઉપર પાડનાર (પેદા થવું). ઉદ્યોગ=ઉપર જોડાવું તે વિના ઉત્સાહ ઉત્કૃષ્ટ વગેરે

ક, કુ=નઠારૂં. જેમકે કુકર્મ=નઠારાં કામ. કુટેવ=નઠારી ટેવ. કુધારો=નઠારો ધારો તે વિના કુવર્ણ, કુબોધ કજાત, કુમતિ, કરૂપ કઢંગું વગેરે.

ચો=ચાર જેમકે ચોપાસ, ચોગમ

દુર, દુર્=નઠારૂં અઘરૂં ઓછું, જેમકે દુર્જન=નઠારા માણસો, દુર્દશા=નઠારા હાલ દુર્લભ=મળવું અઘરૂં તે, દુર્બળ=ઓછું બળ, તે વિના દુકાળ, દુર્ભાગ્ય, દુઃખ દુર્ગુણ,

નિર નિષ=નહિ, વિના, જેમકે નિર્ધન=ધન વિનાનો, નિષ્કપટ=કપટ વિનાનો, નિર્માની=માન વિનાનો, નિસ્પ્રહી=કાંઈ ઈચ્છે નહિ તેવો તે વિના નિર્ગમન, નિર્દય, નિષ્ફળ વગેરે.

પર=પારકું બીજાનું જેમકે પરદેશ=બીજો દેશ, પરધર્મ=પારકો ધર્મ, પરનારી=બીજાની નારી, પરતંત્ર=બીજાને તાબે તે વિના પરભાષા, પરમુલક, પરહીત વગેરે.

પરિ=ચોતરફ ઘણું પૂર્ણ જેમકે પરિક્રમણ=ચારે તરફ ફરવું તે, પરિપક્વ=પુરેપુરૂ પાકેલું, પરિપૂર્ણ=પૂરેપુરૂં પરીક્ષા=ચારે તરફથી તપાસવું તે વિના પરિણામ, પરિશ્રમ વગેરે.

પુનઃ–પુનર=ફરીથી, જેમકે પુનર્લગ્ન=ફરીથી પરણવું પુનરાવર્ત=ફરીફરીને આવનાર તે વિના પુનરૂક્તિ વગેરે.

પ્ર=શ્રેષ્ટ, આગળ, બહાર મોટું પ્રદેશ=મોટો દેશ પ્રમાણ=ઉત્તમ રીતે માપેલું; તે વિના પ્રખ્યાત, પ્રભાત, પ્રમુખ, પ્રમાદિત, પ્રભુ, પ્રદક્ષિણા વગેરે.

પ્રતિ=ઉલટું પાછું, સામું, દરેક, જેમ પ્રતિદીન=દરેક દિવસે. પ્રતિવાદી–સામું બોલનાર, પ્રત્યાઘાત=સામોઘાત, તે વિના પ્રતિપક્ષી પ્રત્યય, પ્રતિજ્ઞાવ, પ્રત્યુત્તર વગેરે

વિ=વિશેષ, ગએલું કે નથી, જુદું કે બહારનું તે બદલાએલું જેમકે વિજ્ઞાન=વધારે જાણવાનું વિજોગ=મળતાપણું નહિ, વિચિત્ર=જુદું ચિત, વિસ્તીર્ણ=વધારે ફેલાયેલું, વિધવા= વિચાર વિમળ, વિજય.

સ, સહ=સાથે, સરખું જેમકે સકર્મક=કર્મ સાથે સમતિ સરખી જાતિ, સહકુટુંબ=કુટુંબ સાથે, તે વિના સજીવન સહવાસ વગેરે.

સમ કે સં=સાથે, સારું પૂર્ણ, જેમકે—સંગમ સાથે મળવું, સંતોષપૂર્ણ રીતે ધરાવું સંસ્કાર=સારી રીતે ખેડાએલ સમર્થ=અર્થ સાથે. તે વિના, સંભોગ સંદેહ, સંબંધ, સંતાપ, સમર્પણ વગેરે.

સુ=સારું ઘણું જેમકે સુવાસ=સારોવાસ, સુબોધ=સારોબોધ સ્વલ્પ (સુ+અલ્પ) ઘણું થોડું, તે વિના સુગંધ સુવર્ણ સુનીતિ

સ્વ= સારૂં જેમકે સ્વભાષા=પોતાની ભાષા તે વિના સ્વાર્થ, સ્વાશ્રય સ્વેચ્છા સ્વજ્ઞાતી વગેરે.

ફારસી ઉપસર્ગ—કમ=ઓછું, થોડું નઠારૂં જેમકે કમઅક્કલ ઓછી અક્કલ કમજોર=થોડું જોર, કમજાત=નઠારી જાત તે વિના કમબખ્ત, કમકૌવત વગેરે.

ગેર=વિના નહી. જેમકે ગેરબંદોબસ્ત=બંદોબસ્ત વિના ગેરસમજ=સમજ વિના, ગેરહાજર=હાજર નહીં તે.

ખુશ=આનંદ જેમકે ખુશ ખબર, ખુશમિજાજ વગેરે.

ના=નહિ જેમકે નાદાન=ડાહ્યો નહિ, નાહક, નામરજી નાઉમેદ

બદ=ખોટું, નઠારૂં, બદબો=નઠારો વાસ, બદદુવા=નઠારી આશીષ બદદાનત=ખોટી દાનત, તે વિના બદચાલ, બદનામ, બદફેલ,

બે=વિના. નઠારૂં જેમકે બેશુદ્ધ=શુદ્ધિ વિનાનો, બેહાલ=નઠારા હાલ, બેઅદલ=શરમ વિનાનો તે વિના બેભાન બેપરવાઇ

નેક=સારૂં, અદલ, નેકન્યાય=અદલન્યાય, નેકરાજ=સારૂં રાજ્ય.

સંસ્કૃત તથા ગુજરાતી પ્રત્યય (નામ કરનારા.)

અક=કરનાર જેમકે રક્ષક. સેવક, ઘાતક, પાતક, નિંદક, ગ્રાહક, સાધક, ભક્ષક, દર્શક, વગેરે,

અણ, અણો, અણી, અણુ=જેમકે જમણ, મરણ, ભરણ, જમણો, વીંજણો, દુઝણો, ચોરણો, ચાળણી, ગળણી, પારણું, ધાવણું, બારણું, રાંધણું, અણો ને અણ લાગતા કોઇ વિશેષણ પણ બનેછે.

તર=ભણતર, પણતર, વેતર, માવતર, ચણતર વગેરે

અન=મદન. રદન, ભજન, હવન, પતન વગેરે

આઇ=વિશેષણ ઉપરથી નામ કરેછે જેમકે મોટાઇ, લંબાઇ, પહોળાઇ, જાડાઇ, ચતુરાઇ, ભુરાઇ,

ઈ=બોલી, ચોરી, યોગી, વાણી વગેરે.

વાળ=ગોવાળ, રખવાળ, પાળ, ગોપાળ, દેવપાળ.

ઇઓ=મણીઓ, દરીયો, ક=કંડક, બેઠક, સ્થાનક.

ઉ=ખેડુ વેતારૂ, બેસારૂ, આટ=ગુમાટ કલકલાટ

કાર=ગ્રંથકાર, ચિત્રકાર,

પણ=બચપણ બડપણ ને સતી, પણું,
ગાળો=આંબાગાળો, લગનગાળો, આટો, ગપાટો, ઝપાટો.
તા=મહત્તા, દુષ્ટતા, ત્વ=સતીત્વ, વીરત્વ,
આમણ=ગભરામણ, અકળામણ, વો—લાડવો માંડવો.
આરો આરી આરૂ=ધુતારો, ધુતારી, ધુતારૂ, ચુનારો.
ચુનારી, ચુનારૂં.
આશ=ખટાશ, મીઠાસ, કાળાશ ત્ર-પુત્ર ક્ષેત્ર.
વાડ=રહેઠાણ જેમકે ઝાલાવાડ, દેવાલવાડ, કાઠીઆવાડ.
લો=બંગલો, ઢગલો; ભગલો,
વટ=વહીવટ, ચોવટ, વાટી, વાટું વાવટો કંકાવટી.
બારવટું.

## વિશેષણ કરનાર પ્રત્યયો.

આમણો, ણી, ણું,—બિહામણો ડરામણી, દયામણું વગેરે
ઇ ( ઇન ઉપરથી ) પ્રેમી, જંગલી, પહાડી ઝાલાવાડી
વગેરે.
નાર, નારો, નારી, નારૂ—વેચનાર, ભજનારો વગેરે.
આળ, આળુ,—પ્રેમાળ, દયાળ, કૃપાળુ, માયાળુ.
ઇઓ—બળીઓ, જોડીઓ, ધાકડીઓ.
કણો—વઢકણો, બોલકણો, મારકણો, વગેરે.
ઇયેલ, ઇક, ઇકો—ચીડીયેલ, ધાર્મિક, ભાવિક, મણીકો, શેરીકો
ઇતો, તી, તું—જાણીતો, માનીતો, દેખીતું, માનીતી.
આઉ—ચડાઉ વગડાઉ. ઉ—વિશ્વાસુ જાણભેદુ વગેરે.
ઇલો, લી, લું —જાતીલો, ભાતીલી, ખારીલું.
કો, કી, કું—મણકો, લાકડી, ગલકું વગેરે.

ગરો, ગરી, ગરૂં—રાજગરો, કજીઆગરી, કામગરૂં.
ડો, ડી, ડું—બાપડો, બાપડી, બાપડું.
મય —સુવર્ણમય, મણીમય, જળમય.
માન=વાળો—નીતિમાન, કીર્તિમાન વગેરે.
મંત=વાળો—શ્રીમંત, ધીમંત.
વંત=વાળો—ગુણવંત, જશવંત, ભગવંત
વાન=વાળો—દયાવાન, ગાડીવાન. ભગવાન વગેરે.
વાળો, ળી, ળુ,—દુધવાળો, પાણીવાળી ઝાડવાળું.
ળો, ળી, ળું—પાંગળો, કુમળું, ધાબળી.
મો—સંખ્યાનું એક વચન બતાવે છે બારમો, પાંચમો,
આઠમો વગેરે.
આડ=ક્રિયાપદ,—જમાડ, રમાડ પછાડ વગેરે.
આવ—બચાવ વધાવ, ધવરાવ, ચલાવ વગેરે.
ક્રિયા વિશેષણ અવ્યય-ત્ર—ઠેકાણું સર્વત્ર અત્ર એકત્ર।
ધા—રીતે કોટીધા, બહુધા, લક્ષધા દા—સર્વદા, તદા.
થા—સવથા અન્યથા, વગેરે.

## ફારસી પ્રત્યય.

ખાનું—ઠેકાણું હાથખાનું, તોપખાનું, દારૂખાનું, જેલખાનું
ખોર—કરનાર. ખાનાર, દમાખોળ, હરામખોર.
ગર—કરનાર સુડગર કમાનગર. ગાર=કરનાર ગુનેગાર,
મદદગાર.
ગીર—જીતનાર, જહાંગીર, આલમગીર, તમાસગીર.
ચી-રાખનાર. ખજાનચી, બખરચી તોપચી.

દાન દાની–રાખવાની જગો કદરદાન, ગુલાબદાની, ચાદાની
દાર=વાળો—હકદાર, કામદાર, હવાલદાર વગેરે.
બાન=વાળો—મહેરબાન નિગેબાન.
વાર=વાળો—વિગતવાર, ઉમેદવાર નામવાર (નામ પ્રમાણે)
મંદ=વાળો=અકલમંદ, દોલતમંદ.
બાજ=વાળો—કરનાર. જેમકે, અકલબાજ, કસરતબાજ.

**નામ ઉપરથી નામ**

ખેડ ઉપરથી ખેડુ
બોલ=બોલી
વેદ=વેદીઓ
જોશ=જોશી
દેવ=દેવી
કવિ=કવિતા

**નામ ઉપરથી વિશેષણ.**

જંગલ=જંગલી
નમ્રતા=નમ્ર
રોગ=રોગી
દૂધ=દૂધવાળો
પ્રેમ=પ્રેમી
ધન=ધનવાન
ટેક=ટેકદાર
મદદ=મદદગાર

**વિશેષણ પરથી નામ**

સાચો=સચ્ચાઇ
જુઠું=જુઠાણું
ઉંડો=ઉંડાણ
કાળુ=કાળાશ
ઘેલો=ઘેલાઇ
પ્રેમી=પ્રેમ
ખારો=ખારાશ
ગળુ=ગળપણ
ભલુ=ભલાઇ
વાર્તા=વાર્તિક

**નામ ઉપરથી ક્રિયાપદ**

રીસ=રીસાવું
દાઝ=દાઝવું
બોલ=બોલવું
તોલ=તોલવું
વાંચન=વાંચવું
જમણ=જમવું
માર=મારવું

**ક્રિયાપદ પરથી નામ**

ડંખવું ઉપરથી ડંખ
લખવુ=લેખ
કુદ=કુદકો
વઢ=વઢવેડ
મર=મરણ
જીતવું=જીત
પીડ=પીડા
દળ=દળણું
ભણ=ભણતર
જણ=જણેતા
ગણ=ગણત્રી
વદ=વાદી, વેદી

**સર્વ નામ પરથી વિશેષણ**

તે જે ઉપરથી
તેવો તેટલો તે
વડો તથા જેવો
જેટલો ને જેવડો
કોણ પરથી કયો,
કઇ કયુ

**સર્વ નામ પરથી ક્રિયા વિશેષણ**

તે ઉપરથી તેમ વગેરે.

# દેશી નામાની સમજ.

(૧) માણસો પોતાની ઉપજ તથા ખર્ચ ને લેવડદેવડનો હિસાબ બરાબર રાખવો તેને નામું કહે છે. તેને માટે ઘણી જાતના ચોપડા રાખે છે. જેવાકે નોંધ, આવરો ખાતાવહી, વ્યાજવહી રોકડ વગેરે જેને જેવી જરૂર તે પ્રમાણે ચોપડા રાખી નામું રાખે છે. તેથી ઉપજ ખર્ચની ને લેણદેણની ખબર પડે છે.

(૨) ચોપડાને મથાળે તે કોનો છે તે લખવું પછી મેળ દોરવામાં મથાળે પાનુ ટાંકી લીંટી દોરવી તે લીંટીમાં તીથી લખવી તથા તેની નીચે ડાબી બાજુએ જ ( જમા ) ને જમણે ભાગે ઉ ( ઉધાર ) લખવું.

(૩) કોઈ સીલીક હોય તો જમા બાજુએ લખવી, ન હોય તો ૦) ૧૧ એમ લખવું તે સરવાળામાં ગણવો નહિ.

(૪) ચોપડામાં આઠ કે વખતે છ સળ હોય છે, આઠ હોય તો ચાર ઉધારના ને ચાર જમાના ને છ હોય તો ઉધાર તથા જમા માટે ત્રણત્રણ રાખવા. જમાને ઉધારમાં સર ભરવાના માર્ગ રાખી લીંટી દોરવી પેટા રકમમાં પણ આંકડો મુકવાની જગો ગણી ટીલી દોરવી ને લખાઇ રહ્યા પછી તમામ પેટા રકમોનો સરવાળો કરી મુખ્ય ખાતામાં ફેળાવવો.

## રોકડ રકમો.

(૫) કોઇ રૂપિઆ આપી જાય તો તેને ખાતે જમાને લઇ જાય તો તેને ખાતે ઉધાર માંડી પેટામાં વિગત જણાવવી

(૬) રોકડેથી લીધેલા માલના પૈસા તે માલની **ખરીદ ખાતે ઉધાર** એમ કરી લખવું ને પેટામાં કેટલો માલ તથા શા દરનો તે વગેરે લખવું માલ લેતાં દલાલી, ભાડું જકાત વગેરે જે જે ખર્ચ થાય તે પેટામાં માંડી તમામનો સરવાળો મથાળે ભરવો.

(૭) રોકડેથી વેચેલા માલના પૈસા તે માલના **વકરા** ખાતે જમા એમ કરી લખવું ને પેટામાં માલની મણુગત તથા દર વગેરે લખવું વેચતાં જેજે ખર્ચ થાય તે બાદ કરી રકમ મથાળે ચડાવવી.

(૮) પુન્યદાનમાં અથવા ધર્માદામાં આપેલી રકમ શ્રી **ધર્માદા ખાતે ઉધાર** લખાય છે.

(૯) ઘર માટે લીધેલો માલ ઘર ખર્ચ ખાતે મંડાય છે પેટામા તમામ જણુસો માંડી મથાળે સરવાળો ભરાય છે.

(૧૦) વેચેલો માલ પાછો લેવાની બોલી કરી હોય ને જો પાછો આવે તો તે માલની ખરીદ ખાતે ઉધારી પૈસા આપવા.

(૧૧) વેપારમાં નફો થાય કે બીજી રીતે અણધાર્યો લાભ મળે તો તે **વટાવ** ખાતે જમા કરવો તેમજ નુકશાન થાય તે **શ્રી વટાવ** ખાતે ઉધારવું:

(૧૨) કોઇને હાથ ગરણું આપીએ તો તે **ચાંદલા ખાતે ઉધાર ને** હાથગરણું આવે તો તે ચાંદલા ખાતે જમા મંડાય છે.

(૧૩) ઘરેણું કરાવતાં લીધેલ સોનું, રૂપું દાગીના ખાતે મંડાય છે.

# જમા ખર્ચી રકમો.

નામું જમા ઉધાર બંન્ને તરફ લખાય છે તેને જમા ખર્ચી રકમો કહે છે.

(૨) કોઇ પાસે પૈસા માગતા હોઇએ તે માણસ બીજા માણસને કબુલાવે તો મુળ માણસને ખાતે જમા કરી કબુલનાર ધણીને ખાતે ઉધરાય છે—પેટામાં વીગત જણાવવી.

(૩) વેપાર માટે ઉધારે લાવેલ માલ તે માલની ખરીદ ખાતે માંડી જેનો લાવ્યા હોઇએ તેને ખાતે જમા કરવો તેમજ ઉધારે વેચેલો માલ વકરા ખાતે જમા કરી લઇ જનાર માણસને ખાતે ઉધારવો, ને પેટામાં વિગત કરવી.

(૪) ઘર ખાતે લીધેલા માલના પૈસા લાવનાર માણસને ખાતે જમા કરી ખર્ચ ખાતે માંડવા.

(૫) દુકાનમાંથી માલ ઘેર લઇ જઇએ તો વકરા ખાતે જમા કરી ખર્ચ ખાતે ઉધારવો તેમજ ઘરમાંથી કોઇ માલ દુકાનમાં લાવીએ તો ખરીદ ખાતે ઉધારી શ્રી ઘર ખર્ચ ખાતે જમા કરવો.

(૬) કોઇ માણસને વ્યાજે રૂપિઆ આપ્યા હોયતો દીવાળી પછી અથવા સમજણ કરવા આવે ત્યારે આપેલ રૂપિઆનું વ્યાજ ગણી તે આસામી ખાતે નોંધી વ્યાજ ખાતે જમા કરવું ને જો પછી વ્યાજના પૈસા આપે તો તે વ્યાજ ખાતે જમા કરવું. ને પેટામાં વીગત લખવી.

(૭) કોઇ માલ બગડી જાય, સળી જાય બળી જાય કે ચોરાઇ જાય તો તેની કીમત વટાવ ખાતે ઉધારી વકરા ખાતે જમા કરવી.

## મિશ્ર રકમો (રોકડ તથા જમા ખરચી)

(૧) વેચેલા માલના થોડા ઘણા પૈસા આપી જાય ને બીજા લેણા રહે તો પ્રથમ ઉધારે વેચેલ સમજી નામું માંડવું ને આપેલી તે રકમ માણસના ખાતામા ઉધારમાંથી બાદ કરવી બાકીની તેને મથાળે ભરવી.

( ૨ ) ઉધારે લીધેલા માલના પૈસા બાકી રહ્યા હોય તો પ્રથમ ઉધારે લીધેલ સમજી નામું માંડવું આપેલ પૈસા તે માણસને ખાતે જમા કરાવવાની રકમાંથી બાદ કરી જેટલા દેવાના રહે તેટલા તેને ખાતે મથાળે ભરવા.

( ૩ ) માલ લેવાનો ઠરાવ કરી બાનાના રૂપિઆ આપ્યા હોય તો તે, માણસના ખાતે માંડવા, મુદત પૂરી થયે માલ લાવીએ ત્યારે તે માલની કુલ કીમત ખરીદ ખાતે ઉધારી તે માણસના ખાતે કુલ રકમ જમા કરવી. જો માલ આપવો કર્યો હોય તો બાનામાં લીધેલ રૂપિઆ તેને ખાતે જમા કરવા ને મુદત થયે માલ તોળી આપીએ ત્યારે કુલ કીમત વકરા ખાતે જમા કરી તે માણસને ખાતે ઉધારવી.

( ૪ ) રૂા, ૮ ) ના રૂા. ૧૦ ) લેવા કર્યો હોય તો રૂા. લઇ જનારને ખાતે રૂા. ૧૦ ) માંડી પેટામાં રૂા. ૮ ) રોકડા ને રૂ. (૨ વટાવની કરી તે રૂ. ૨) વટાવ ખાતે જમા કરવા.

(૫) રૂ. ધીરતી વખતે કોથળી છોડામણી કે મંડામણીના જે રૂપિઆ ઠરાવ્યા હોય તે ધરાક ખાતે આટલા રોકડા ને આટલા કોથળી છોડામણના એમ માંડી મંડામણીના રૂપિઆ વટાવ ખાતે જમા કરવા,

(૬) ખાતેદાર સાથે સમજણ કરતાં છુટ મુકેલ રકમ ખાતેદાર ખાતે જમા કરી વટાવ ખાતે ઉધારવી.

(૭) ખાતેદાર સાથે ચુકાવો થઇ જતાં રોકડા વગેરે જે જે માલ મળ્યો હોય તે તેને ખાતે જમા કરી માલ વગેરેના તમામ રૂપિઆ તે માલની ખરીદ ખાતે ઉધારવા માંડવા.

(૮) પરદેશમાં ખાતેદારને મોકલેલ રૂપિઆ જે માણસ લઇ જાય તેને ખાતે પ્રથમ ઉધારવાને ને પહોંચ્યા પહોંચ આવે ત્યારે લઇ જનારને ખાતે જમા કરી ખાતેદાર ખાતે ઉધારવા.

(૯) ગામડામાં ખરીદી ઉપર મોકલેલ માણસને આપેલ રૂપિઆ પ્રથમ તે તે માણસને ખાતે ઉધારવા. પછી જેટલો માલ પતે તેટલા તેને ખાતે જમા કરી માલની ખરીદ ખાતે ઉધારવા.

## હુંડી વિષે.

(૧) પરદેશમાં નાણાં મળવા માટે શેઠ પાસેથી જે ચીઠી કરાવી હોય તેને હુંડી કહે છે. હુંડી નામ જોગ ને શાહ જોગ એમ બે જાતની હોય છે.

(૨) નામ જોગી હુંડી—એમાં જે માણસને નાણાં મળવાના લખ્યા હોય તેનેજ મળે છે, પણ બીજાને મળતાં નથી

(૩) **શાહ જોગીમાં**—ગમે તેને જમાન લઈને અથવા શાહ જોગ નાણાં મળે છે વળી તે હુંડી વેચી પણ શકાય છે.

(૪) **હુંડીની મુદત**—(૧) તુરત મુદતની દેખાડયા પછી તરત નાણાં મળે. (૨) દીન વળતાની—દેખાડયા પછી બીજે દહાડે મળે છે. (૩) વાર બોમની–દેખાડયા પછી ચોથે દહાડે મળે (૪) મુદત દીન ચારની તે દેખાડયા પછી નવમે દહાડે નાણાં મળે.

(૫) હુંડી ગેરવલ્લે જાય તો પેંઠ લખે ને પેંઠ ગેરવલ્લે જાય તો પરપેંઠ ને પરપેંઠ ગેંરવલ્લે જાય તો કાગળ લખે છે. જો અમારીવતી હુંડી લખે તો જોખમ લખનારને શિર ને તમારી વતીની લખે તો જેના ઉપર લખે તેને માથે જોખમ છે.

(૬) હુંડી લખનાર " રાખ્યા " ના નામથી ઓળખાય છે રાખ્યાવાળા ચોપડામાં દેશાવરની હુંડી બે રીતે લખાય છે."

(અ) જો રોકડેથી હુંડી લીધી હોય તો લખાવનારના નામ ઉપર જમે ઉધાર નહિ કરતાં જેના ઉપર બીડી હોય તેને ખાતે હુંડીનો આંકડો ઉધારવો ને વટાવ મળ્યો હોય કે આપવો પડયો હોય તો પટાવ ખાતે જમા ઉધાર કરવો.

(બ) જો વધારે કે ખાતે મંડાવી લીધી હોય તો ભાવ પ્રમાણે જે આંકડો થાય તે લખનારને ખાતે જમા કરી જેના ઉપર બીડી હોય તેને ખાતે માંડે છે. વટાવ ઉપર પ્રમાણેજ મંડાય છે. જો થોડા રૂપિઆ આપ્યા હોય તો તેટલા રૂપિઆ લખનારને ખાતે હુંડી પેટે મંડાય છે.

**નામામાં થતી ભુલો**—કોઇ ખાતેદારની રકમ જમા કરવી ભુલી ગયા હોઇએ તો સીલીક કાઢતાં તેટલા રૂપિઆ વધે છે તે વખતે તેટલા પૈસા શીલીકની વધઘટ ખાતે જમા કરવા તેમજ ઉધાર કરવી રકમ રહી ગઇ હોય તો તેટલા રૂપિઆ સીલીકમાં ઘટે છે માટે તે સીલીકમાં વધઘટ ખાતે ઉધારવા.

આસામી ખાતે કોઇ રકમ જમાને બદલે ઉધાર થઇ હોય તો સીલીક મેળવતાં ઘટે છે માટે તે વખતે ઉપર પ્રમાણે તે રકમ માંડી ભુલ પકડાય ત્યારે તે રકમ તે આસામીને ખાતે બેવડી જમા કરવી ને વિગત માંડવી, તેમજ કોઇ આસામીને ખાતે ઉધાર બદલે જમા થઇ તો તે સીલીક વધે છે માટે તે વખતે ઉપર પ્રમાણે માંડી ભુલ પકડાય ત્યારે તે આસામી ખાતે બેવડી ઉધારી વિગત માંડવી.

**સીલીક કાઢવા વિષે**—રાત્રે જ્યારે દુકાન મંગળીક કરવાની હોય ત્યારે જમા ઉધાર બન્ને બાજુનો સરવાળો કરી જમાની સરવાળામાંથી ઉધારવાનો સરવાળો બાદ કરવો. બાકી રહે તેટલી સીલીક ગણવી જો મળે બરાબર છે, સીલીકમાં નોટ વગેરે હોય તો ફોડ બતાવવો.

## આવરાનો નમુનો.

**મનોયત ૧ લું**—૧ દોશી સીવલાલ ભાયચંદે રૂા. ૩૦૦ ઘરમાં કાઢયા તથા રૂા. ૨૦૦ પા. ઓઘડ લાલજીના લઇ વેપાર શરૂ કર્યો (૨) દોશી હીરાચંદ ઓઘડનો ગોળ મણ ૨૦ પ્રત રૂા. ૩।।ા લેખે રોકડેથી લાવ્યા. શુ. ૩ (૩) રૂા. ૨૦) પગી રથા

બોધાને આપ્યા તથા રૂા. ૨) કુતરાના રોટલામાં રોકડા આપ્યા. સુ ૫ (૪)—પા ખીમજી બેચરના ત્યાંથી ઘઉં મણ ૧૦૦ પ્રત રૂા. ૨ા લેખે રોકડેથી લીધા શુદ ૭, ( ૫ )—પા. ગોપાળજી મોતી ભાઇને ગોળ મણ ૫ પ્રત રૂા ૩ા લેખે રોકડેથી વેચ્યો. શુ ૮ (૬) ઘર માટે રૂા ૧) નું ઘી શેર ૨ તથા બાજરો મણ ૫ પ્રત ૨) લેખે તથા તેલ શે. ૫ પ્રત રૂ. ૧૦ લેખે તથા ટોપી નં ૧ રૂા. ૦ાા ની, ને પાણીઆરૂં રૂા. ૧ા નું રોકડેથી લીધું સુ ૧૧ (૭) રૂપું ભાર ૭૫ રૂ. ભારના રૂ. ૦ાા≈ લેખે રોકડેથી મેતા લાલચંદ ગણેશની દુકાનેથી લીધું ને તેની સેર કરાવતાં રૂા. ૫) સોની જીવા હરખચંદને ઘડામણના આપ્યા શુ. ૧૩.

## આવરો પાનું ૧

વઢવાણના રહીશ દોશી સીવલાલ ભાઇચંદના સંવત ૧૯૧૫ની સાલનો આવરો સંવત ૧૯૬૫ ના કારતક શુદ ૧ થી ૧૫ સુધી

---

| જ | ઉ |
|---|---|
| ૩૦૦) શ્રી જણસે રોકડા | ૭૧ા શ્રી ગોળની ખરીદ ખા. |
| ૨૦૦) પા ઓધડ લાલજીને | ઉ. સુ ૩ |
| ખા. જ | ૭ા ગોળ મણ ૨૦ ) |
| ૨૦૦) નગદી રોકડા વે | પ્રાત રૂા ૩ાા≈ લેખે |
| પાર માટે. | દોશી હીરાચંદ ઓ |
| ખા પા | ઘડને ત્યાંથી રોકડેથી |
| | ખા પા. |

૧૮॥ શ્રી ગોળના વકરા ખા.જ સુ ૮

૧૮॥ ગોળ મણ ૫
પ્રત રૂા. ૩॥ લેખે
પા, ગોપાળ મોતી
ભાઇને રોકડેથી
ખા. પા

---

ઃ૧૮॥

૨૦) પગી રધા બોધાને ખા ઉ સુ. ૫

૨૦) નગદી રોકડા હ. પોતે
ખા. પા.

૨) શ્રી ધર્માદા ખા ઉ સુ. ૫

૨) રોકડા કુતરાના ધર્માદામાં ખા. પ.

૨૨૫) શ્રી ઘઉની ખરીદી ખા, ઉ શુદ ૭.

૨૨૫) ઘઉં મણ ૧૦૦
પ્રત રૂા. ૨। લેખે
પા ખીમજી બેચરના
રોકડેથી લીધાં તે
ખા. પા.

૧૪) શ્રા ઘરખર્ચ ખા. ઉ સુ ૧૧

૧૦) બાજરો મણ ૫ પ્રત
રૂા. ૨) લેખે રોકડેથા.
૧) ઘી શેર ૨ રોકડેથી
૧। તેલ શે. ૫ પ્રત રૂા.
૧૦ લેખે
॥ ટોપી નંગ ૧
૧। પાણીઆરું નં ૧

---

૧૪
ખા. પા.

૫૧।।।= શ્રી દાગીના ખા. ૬.

સુદ ૧૩

૪૬।।:= રૂપું ભાર ૭૫
દર રૂ. ૦।।= લેખે સર
કરાવવા માટે મેતા
લાલચંદ ગણેશની
દુકાનેથી લીધું તે
૫, ધડામણના શોની જીવા
હરખચંદને રોકડા
ખા. પા.

---

૩૮૪=
૧૩૭।।= શ્રી જણસે રોકડ

---

૫૧૮।।।

## મનોત્થન જું.

(૧) પહેલા દિવસની સીલીક છે તે ધ્યાનમાં રાખવી.

(૨) રૂા. ૫૦ શુકલ દામોદર કાશીરામે જોશી મોહન જુદર પાસે કબુલાવ્યા, વદ ૪.

(૩) ડાંગર મણ ૩૪ પ્રત રૂા ૨) લેખે સઘળી ત્રિભુવન જીવરને ત્યાંથી ઉધારે લાવ્યા તેમાંથી મણ ૩ ઘેર માટે રાખી

ને મણ ૨૦ પ્રત રૂ. ૨)ના લેખે દોશી ભગવાનલાલ હરિભાઈને ઉધારે આપી. વ. ૫.

(૪) કાળી રાજા ભગવાને રૂ. આપતી વખતે ૨ હાથથી છોડામણના તથા ૩ વટાવ ને રૂ. ૪૫) રોકડા આપી રૂ. ૫૦) વ્યાજ આપ્યાનુ ખત મંડાવ્યું વ્યાજ ૧૦ આના લેખે વ. ૯.

(૫) પા. લાખા પુંજા વ્યાજે રૂપિઆ લઇ ગયેલા તે વ્યાજે સમજી આપતાં રૂ. ૧૦) વ્યાજના નીકળ્યા તેમાં તેમણે રૂ. ૭) રોકડા તથા રૂ. ૧ાા નું ઘોડીયું એક આપ્યુ ને રૂ. ૧ાા છુટનો મુકયો વદ ૧૨.

(૬) ભાણા ભવાન પાસે રૂ. ૩૦૦ માગતા હતા તેમાં તેણે રૂ. ૧૦૦) રોકડા આપ્યા, તથા રૂ. ૫૦) ની ગાય જીવ ૧ આપી ને રૂ. ૧૦૭) ગાંધી પ્રેમચંદ જગનને કબુલાવ્યા તેમા રૂ. ૨૦ નો ગોળ મણ ૮ આપ્યો ને બાકીના દુકાનની વાણોતરી માસ ૬ ની હતી તે પેટે વાળ્યા વદ ૧૪.

(૭) રૂ. ૧૫૦) ની હુંડી દા રૂ. ૯૯ાા ના ભાવે રોકડેથી શા. ત્રંબકલાલ વીરચંદની દુકાનેથી મુંબાઇના શેઠ દામોદર ભાઇચંદ પરની તરત મુદતની લઇ શેઠ પ્રેમચંદ ભગુભાઇપર બીડી વદ ૦))

સંવત ૧૯૬૫ કારતક વદી ૧ થી વદી ૦)) સુધીનો રોજમેળ.

ઉ

૧૩૪ાાક્ર શ્રી જણસે રોકડા.

૫૦) શુકલ દામોદર કાશીરામ
ખાતે જમે વદ ૪
૫૦) તમે જોશી મોહન
ભુદરને કણુલ્યા
તે તેમને ખા. ઉ.
ખા. પા.

૫૦) જોશી મોહન ભુધરને
ખાતે ઉધાર વદ ૪
૫૦) તમે શુકલ દામોદર
કાશીરામના કણુલ્યા
તે મમને ખા. જ.
કરીને
ખા. પા.

૬૮) સંઘવી ત્રિભુવન ભુધરને
ખાતે જમે વદ ૫
૬૮) ડાંગર મણ ૩૪
પ્રત રૂા. ૨) લેખે તે
શ્રી ડાંગરની ખરીદ
ખાતે ઉ.
ખા. પા.

૬૮) શ્રી ડાંગરની ખરીદ ખાતે
ઉધાર વદ ૫
૬૮) ડાંગર મણ ૩૪ પ્રત
રૂા. ૨) લેખે તે સં-
ઘવી ત્રિભુવન ભુધરને
ખાતે જમા કરીને,
ખા. પા.

૪૯ાાા શ્રી ડાંગરના વકરા ખાતે
જમે વદ ૫
૬) ડાંગર મણ ૩ તે શ્રી
ઘર ખર્ચ ખા. ઉ.

પ૭ા શ્રી ઘરખર્ચ ખા. ઉ.
૬) ડાંગરમણ ૩ પ્રતરૂા.૨
લેખે ડાંગરના વકરા
ખા. જ. વદ ૫

૪૩॥। ડાંગર મણ ૨૦ પ્રત
રૂ. ૨।॥ તે દોશી
ભગવાનલાલ હરિ
ભાઇ ખા. ઉ.
ખા. પા.

૭। શ્રી વટાવ ખાતે જમા
વદ ૯.

૨। કોળી રાજા ભગવાનને
રૂપીઆ આપ્યા લેવાં
કોથળી છોડામણના
તેને ખા. ઉ.

૫। વટાવના તે કોળી ભગ
વાન રાજાને ખા. ઉ.
ખા. પા.

૧૦। શ્રી વ્યાજ ખાતે જમા
વદ ૧૨

૭। નગદી રોકડા.

૧॥ ઘોડીયું, તે ઘા ઘરખર્ચે
ખા. ઉ.

૧॥ જુટનો મુકયો તે શ્રી
વટાવ ખાતે ઉધાર.

૧૦ પા. લાધા પુંજા પાસે
વ્યાજના ચડયા તે
તેમને ખાતે ઉધાર
ખા. પા.

૧॥ ઘોડીયું તે વ્યાજ
ખાતે જ. વ. ૧૨

૫૦। ગાય જીવ ૧ વે
ભાણા ભવાન ખા.
જમે વદ ૧૨

---

૫૭॥
ખા. પા.

૪૩॥। દોશી ભગવાનલાલ હરિ
ભાઇને ખા. ઉ. વ. ૫.

૪૩॥। ડાગર મણ ૨૦ પ્રત
રૂા. ૨।॥ લેખે તે
શ્રી ડાંગરના વકરા
ખાતે જમા.
ખા. પા.

૫૦। કોળી રાજા ભગવાનને
ખાતે ઉધાર વદ ૯

૪૫। નગદી રોકડા

૨। કોથળી છોડામણના
તે શ્રી વટાવ ખા. જ.

૭। વટાવના તે શ્રી વ-
ટાવ ખાતે જમા.

૫૦। વ્યાજે આપ્યા તે
વ્યાજ રામ ૧૦ લેખે
ખા. પા.

૧૦) પા લીધા પુંજાને ખા. જ. વદ ૧૨

૧૦) વ્યાજના ચડયા તે વ્યાજ ખાતામાં જમા કર્યા પ્રમાણે આવ્યા.

ખા. પા.

૩૦૦) શા ભાણા ભવાન ખાતે જમે વદ ૧૪

૧૦૦) નગદી રોકડા.

૫૦) ગામ જીવ ૧ તે શ્રી ઘરખર્ચ ખા. ઉ

૧૦૦) ગાંધી પ્રેમચંદ છગને કબુલાવ્યા તે તેમને ખા. ઉ.

૨૦) ગોળ મણ ૮ પ્રત રૂ. રાા લેખે તે શ્રી ગોળની ખરીદ ખાતે ઉધાર.

૩૦) માસ ૬ ની વાણોતરીના તે શ્રી દુકાનખર્ચ ખા. ઉ.

---

૩૦૦

ખા. પા.

૧ાા શ્રી વટાવ ખા ઉ. વદ ૧૨

૧ાા પા લાધા પુંજાના. વ્યાજમાં છુટના મુકયા તે વ્યા, ખા. જ ખા. પ;.

૧૦) પા. લાધા પુંજાનો ખા. ઉ. વદ ૧૨

૧૦) વ્યાજના ચડયા તે વ્યાજ ખા. જ. કરીને

ખા. પા.

૧૦૦) ગાંધી પ્રેમચંદ છગનને ખાતે ઉધાર વદ ૧૪

૧૦૦ તમે ભાણા ભવાનના કબુલાવ્યા તે તેમને ખા. જ. કરીને

ખા. પા.

૨૦) શ્રી ગોળની ખરીદ ખા. ઉ વદ ૧૪

૨૦) ગોળ મણ ૮ પ્રત રૂા, રાા લેખે તે શા. ભાણા ભવાનના ખા જ.

ખા. પા.

| | |
|---|---|
| ૭ા≈ શ્રી હુંડીઆમણુ ખા. જ. | ૩૦) શ્રી દુકાન ખર્ચ ખા. ઉ. |
| વદ ૦)) | વદ ૧૪ |
| ૭ા≈ હુંડી નં. ૧ રૂા. ૧૫૦) ની દર રૂા. ૯૯ાા લેખે શા ત્રં. બકલાલ વીરચંદની દુકાનેથી રોકડેથી લઈ શેઠ દામોદર ભાઈચંદ પરની તરત મુદત શેઠ પ્રેમચંદ ભગુભાઇ ઉપર મીડીને | ૩૦) શા ભાણા ભવાનને ૬ માસની વાણોતરી-ના તે તેના ખાતે જમા કરીને. |
| ખા. પા. | ખા. પા. |
| | ૧૫૦) શેઠ પ્રેમચંદ ભગુભાઇ ખા. ઉ. વ. ૦)) |
| | ૧૫૦) હુંડી નં. ૧ રૂા. ૧૫૦) ની મુંબાઇના શેઠ દામોદર ભાઇચંદ ઉપ-રની લખી અ-ત્રેથી શેઠ ત્રંબક-લાલ વીરચંદે શાહ જોગી તરત મુદતની. |
| | ૧૪૯ાા≈રા. ૧૫૦) ની હુંડી દર રૂા. ૯૯ાા લેખે |
| | ૦ા≈ શ્રી હુંડીઆ મણુ ખા. જ. |
| | ખા. પા. |
| ૬૨૮ાા | ૫૮૦ાા |
| | ૪૮) શ્રી જણુસે |
| | ૬૨૮ાા |

# કાપી વ્યાજની રીત.

**બાકી લેણા દેણા**—જમા ઉધારની રકમો લખાઇ રહ્યા પછી બન્ને રકમોનો સરવાળો લેવો જો જમાનો સરવાળો વધારે હોયતો તેટલી રકમ ઉધાર તરફ માંડી બાકી દેવા એમ લખવુ ને ઉધારનો સરવાળો વધારે હોય તો તેટલી રકમ જમામાં માંડી બાકી લેણા એમ લખી બન્ને સરવાળા સરખા કરવા. બાકી લેણા દેણા દીવાળીએ અથવા કારતક શુદ ૨ જે મુકે છે.——

**ઓખું કરવાની રીત**—પ્રથમ જમા ઉધારની પહેલી પહેલી એકેક રકમ લેવી તેમાં મોટીના પેટામાં નાની રકમ માંડવી એમ જ્યાં સુધી મોટી રકમ પૂરી થઇ ન રહે ત્યાં સુધી માંડતા જવું જો મોટી રકમ જમામાં હોય તો તે પેટું પુરૂં કરી ઉધારની લેવી ને મોટું પેટું ઉધારનું હોયતો રકમો જમામાંથી લેવી પેટું પુરૂં થઇ રહે તેની છેલ્લી રકમ બીજી તરફ તે રકમના પેટામાં મુકવી. પેટા રકમો ઉપર તિથી લખવી નહિ તેની તિથી મુળ રકમની હોય તે સમજવી.

**મુદત ગણવાની રીત**—ઓખામાં પહેલેથી એક ઉધારની ને બીજી જમાની એક સરખી રકમ લેવી તે બેમાં આગલી તિથિવાળો વ્યાજ માગે. માટે તેની જેટલી મુદત થાય તે માસ દિવસ ગણી મુકવા.

**સર ગણવાની રીત**—રૂપિઆ×મહિના=સર. ને (રૂપિઆ×દિવસ)÷૩૦=સર. ત્રીશે ભાગતાં ૩॥ થી ૧૧ા સુધી વધે

તો ૮ા ગણવો. ૧૧ાા થી ૧૮ાા સુધીનો ૦ાા, ૧૯થી ૨૬ા સુધીનો ૦ાાા ને ૨૬ાા થી ૩૦ સુધીનો ૧ ગણવો.

**તેરીખ**—સરને આનાની તેરીખે ગુણતા ગુણાકાર બદામો આવે દોકડાએ ગુણતા દોકડા આવે ને ટકાએ ગુણી ૧૨ ભાગતાં દોકડા આવે.

**તારીખ કાઢવાની રીત**—તેમાં પ્રથમ મુદત લેણી દેણી રકમ હોય તે લખાય છે. પછી જમાનું વ્યાજ જમા તરફને ઉધારનું વ્યાજ ઉધાર તરફ લખી બાદબાકી કરતાં ખરૂં લેણું દેણું કાઢવામાં આવે છે.

## નમુનો.

### ખાતાવહી ઉપરથી.

વોરા હેમતલાલ વાડીલાલનું ખાતું સં ૧૯૬૪ની સાલનું.

| જ | ઉ |
|---|---|
| ૩૦૦) પા. ૧૪ કારતક સુ. ૧૫ | ૭૦૦) પા. ૨ કારતક સુ. ૨ |
| ૧૦૦) પા. ૨૭ માગસર વ ૯. | ૧૦૦) પા ૧૫ વૈસાક સુ ૧૦ |
| ૨૫૦) પા ૪૦ ફાગણ સુ. ૧૫ | ૫૦૦) પા ૭૦ શ્રાવણ વ ૪. |
| ૧૨૫) પા ૬૦ જેઠ વદી ૩ | |
| ૩૫૦) પા. ૮૦ ભાદરવા વદી ૪ | |
| ૧૧૨૫ | ૧૩૦૦ |
| ૧૭૫) બાકી દેવા સંવત ૧૯૬૫ ના કારતક સુ. ૧ | |
| ૧૩૦૦ | |

# વ્યાજ ( ખોખાનો નમુનો )

| | |
|---|---|
| ૦ રૂા. ૩૦૦) કા. સુ. ૧૫ | ૧૭૮૮। રૂા ૭૦૦) કા સુ ૨ |
| ૦ રૂા. ૧૦૦) માગસર વ ૯ | ૧૩૦) રૂા. ૭૦૦ |
| ૦ રૂા. ૨૫૦) ફાગણ સુદ ૧૫ | દિ. ૧૩ |
| ૦ રૂા. ૧૨૫) જેઠ વદી ૩ | ૧૭૩। રૂા. ૧૦૦ |
| ૦ રૂા ૫૦) | મા ૧।। દિ ૭ |
| ૦ રૂા ૭૫) | ૧૧૦૮। રૂા, ૨૫૦ |
| ૦ રૂા. ૩૫૦) ભાદરવા વદ ૪ | ૪–૧૩ |
| ૦ રૂા. ૨૫) | ૭૭૬।।। રૂા. ૫૦ |
| ૦ રૂા. ૩૨૫) | ૭।।=૧ |
| ૦ રૂા. ૧૭૫) બા લે. સુ ૨ | ૨૦૨।। રૂા. ૧૦૦) વૈ. સુ ૧૦ |
| | ૯૫ રૂા. ૭૫) ૧–૮ |
| ૦ | ૧૮૭।। રૂા, ૨૫) ૪–૯ |
| | ૭૫૦।।। રૂ. ૫૦૦) શ્રા. વ. ૪ |
| | ૩૨૫ રૂા. ૩૨૫) ૧ |
| | ૪૨।।। રૂા. ૧૭૫) |
| | ૨–૧૭ |
| | ૨૬૦ |

### વ્યાજ આઠ આનાની તેરીકે

૨૭૪૧॥×૮=૨૧૯૩૨=૧૩॥૱

### તારીજ

| જ | ઉ |
|---|---|
| ૧૮૮।॥૱ બાકી લેણા | ૧૭૫) મુદ્દલ લેણા. |
| ૧૯૬૫ ના કારતક | ૧૩॥૱ વ્યાજનાસર ૨૭૪૧॥ |
| ૧સુદર | આઠઆનાની તારીખે |
| ૧૮૮।॥૱ | ૧૮૮।॥૱ |

# અંકગણિત.

( પાંચમા ધોરણના અભ્યાસ ઉપરાંત મુદત કાપવાનું, નફો ટોટો પંત્યાળો અને વર્ગ મુળ. )

મુદત કાપવાનું—કોઇ ઠરાવેલે દરે અમુક મુદત પછી કોઇ રકમ લેણી થવાની હોય. અને તે મુદતની પહેલાં નાણાં લઇએ તો તે નાણા જેટલી મુદત વહેલા લીધાં તેટલી મુદતનું તે નાણાનું ચાલુ દર પ્રમાણે વ્યાજ ગણી તેટલા ઓછા રૂપિઆ લઇએ તો તેને મુદત કાપી આપી રૂપિઆ લીધા એમ કહેવાય છે. જેટલા રોકડા રૂપીઆ, લઇએ તેને પુર્ત કીમત કહે છે.

મુદત કાપવાની બે રીતો છે. (૧) વાસ્તવિક એટલે ખરેખરે તેમાં અમુક મુદતે જે લેણી થવાની રકમ હોય છે. તેમાં મુળ રકમ+તે રકમનુ તેટલી મુદત સુધીનુ અમુક દર પ્રમાણે વ્યાજ મળેલું હોય છે.

**વેપારીના રીત**—તેમાં લેણી થવાની રકમનેજ મુળ રકમ ગણી તેનુ જેટલી મુદતે તે લેણી થવાની હોય તેનું તેટલી મુદતનું વ્યાજ ગણી તે લેણી થવાની રકમમાંથી કમી કરે છે.

**સૂચના**—(૧) જ્યાં ખાસ વેપારીની રીતે મુદત કાપવાનુ ન કહ્યું હોય તથા વાસ્તવિક રીતે મુદત કાપવાનું ગણવું (૨) વાસ્તવિક રીતે મુદત કાપવાના રૂપિઆ કરતાં વેપારીના રીતે મુદત કાપવાના રૂપિઆ હંમેશાં વધારેજ થાય છે કેમકે તે લોકો લેણી રકમને મુળ રકમ ગણી તેનું વ્યાજ ગણે છે.

દા. ૧ લો

દર વરસે દર સેંકડે ૭.॥ ટકા પ્રમાણે બે વરસ પછી રૂપિઆ ૨૬૮॥ લેણા થવાના છે તો હાલ શું મળશે ? ને મુદત બદલ શું કાપવું ?

રૂ.      રૂ. વ્યાજ

૧૦૦ : ૧૦૦ :: $\frac{૧૫}{૪}$

વર્ષ વર્ષ

$= \frac{૧૦૦×૨×૧૫}{૧૦૦+૪} = \frac{૧૫}{૨}$

૧ : ૨

રૂ. લેણા રૂ. લેણા રૂ. મુદલ

$૧૦૦×\frac{૧૫}{૨}=\frac{૧૧૫}{૨}$      $\frac{૧૧૫}{૨}$ : ૨૬૮॥ :: ૧૦૦

રૂ મુદલ

=૨૫૦      ૨૬૮॥—૨૫૦=૧૮॥      કાપવાના

દા. ૨ જો.

૫ ટકા પ્રમાણે અ ના બ પાસે ૪ વરસ પછી રૂા. ૮૪૦ લેણા થવાના છે. ૨ વરસ પછી મુદ્દત કાપીને અ એ રૂા. માગ્યા. ને તેણે કહ્યું કે મુળ રકમ બે વરસ રહી તેનું વ્યાજ ગણીને મને આપો ત્યારે બ એ કહ્યું કે બે વરસ બાકી છે માટે હાલ જે રકમ મૂકવાથી બે વરસે રૂા. ૮૪૦) થાય તેટલો લે. તો આમ થવાથી બન્ને ગણવામાં કેટલો તફાવત પડશે અને કોની વાત ખરી સમજવી.

અ ના કહેવા પ્રમાણેઃ—૧૨૦ : ૮૪૦ : ૧૦૦=૭૦૦ રૂા. ૭૦૦ મુદ્દત હતા. તે બે વરસે વ્યાજ સહિત પાછા માગવાથી ૧૦૦ : ૭૦૦ : : ૫

૧ : ૨ = ૭૦ વ્યાજ+૭૦૦=૭૭૦ વળી પાછા અ બાકીના બે વરસનું વ્યાજ લેવા રૂા. ૭૭૦ ૫ ટકા પ્રમાણે ૨ વરસ સુધી વ્યાજે મુકે તેથી.

૧૦૦ : ૭૭૦ : : ૫

૧ : ૨ =૭૭+૭૭૦=

૮૪૭ રૂ. ૭ વધી ગયા માટે અની રીતે ખોટી બ ના કહેવા પ્રમાણે.

૫ ટકા પ્રમાણે ૨ વરસ પછી ૮૪૦ લેણા થવાના હોયતો હાલ શું લેવું = ૧૧૦૦ ૮૪૦ : : ૧૦૦=૭૬૩ ૬૩ વર્તમાન કીમત. હવે એ રકમ પાંચ ટકા પ્રમાણે બે વરસ સુધી વ્યાજે મુકીએ તો વ્યાજને મુદ્દત થઈ રૂ. ૮૪૦ થાય માટે બ ની વાત ખરી ગણવી ૭૭૦—૭૬૩. ૬૩=૬ ૩૬ એ બંન્નેની રીતમાં ફેરફાર પડે.

દા. ૩ જો.

વાસ્તવિક રીતે મુદત કાપતાં રૂ. ૫૦૦) ના કરજના હાલ રૂ. ૪૦૦) આપવા પડે છે. ત્યારે વેપારીની રીતે ગણતાં તેજ કરજની મુદત બદલ કાપવાની રકમ શી થાય. ?

૫૦૦−૪૦૦=૧૦૦ વાસ્તવિક રીતે કાપવાના થયા. ને તે રૂ ૧૦૦ મુળ રકમ ૪૦૦ નું વ્યાજ છે. પણ વેપારીઓતો લેણી રકમનું વ્યાજ ગણે છે માટે ૪૦૦:૫૦૦::૧૦૦=૧૨૫ માટે વેપારીની રીતે ૧૨૫ રૂ. થાય.

દા. ૪ થો.

અમુક રકમનું ૩ વરસનું વ્યાજ રૂા. ૩૪−૮ આના છે ને તેજ રકમ ૩ વરસે લેણી થતી હોય તો મુદત કાપવાની રકમ રૂ. ૩૦ થાય છે તો તે રકમ કઇ તથા વ્યાજનો દર શું ?

રૂ. ૩૪−૮−૦ ઓછા રૂા. ૩૦−૦−૦ = રૂા. ૪−૮−૦ તે તફાવત રૂા. ૩૦ નું ૩ વરસનું વ્યાજ આવ્યું તે ઉપરથી.

૩૦ : ૧૦૦ :: ૪॥
૩ : ૧ = ૫ ટકા વ્યાજનો દર તે દર ઉપરથી રકમ પણ નીકળે માટે ૧ વર્ષે ૩ વર્ષે :: ૫=૧૫ માટે ૧૫ વ્યાજે ૩૪॥ વ્યાજે :: ૧૦૦ રકમ=૨૩૦ રૂ. રકમ ૫ ટકાનો દર ને ૨૩૦ રૂ. રકમ.

દા. ૫ મો.

આઠ આનાની તેરીખે ૨ વરસ પછી ચક્રવૃદ્ધિ વ્યાજે રૂા. ૭૩૦−૩૪ દોકડા લેણા થવાના છે તો હાલ કેટલા લેવા.

રીતઃ—આઠ આનની તેરીખે રૂ ૧ નું ૧ વર્ષનું વ્યાજ રૂ. ‧૦૬ થયું તેમાં ૧ મુદલ નાંખતાં ૧‧૦૬ રાસ થઇ તે એક વર્ષની

છે માટે ૧૦૬×૧·૦૬= ૧·૧૨૩૬ આ બે વર્ષની ૧ રૂ. ની રાશ થઇ ૧·૧૨૩૬ : ૭૩૦·૩૪ : : ૧ રૂ. હાલ લેવો = ૬૫૦ રૂા. વુર્ત કીમત.

દાખલો ૬ ઠો.

૪ મહીને લેણા થાય એવી રીતનું ૫ મી જુલાઇએ લખાએલું ૩૦૩ રૂપિઆનું બીલ ૨૭ મી ઓગષ્ટે ૫ ટકા લેખે સાદા વ્યાજે વટાવ્યું તો વાસ્તવિક રીતે કેટલા રૂપિઆ મળે ?

રીતઃ—૫ મી જુલાઇથી ૫ મી નવેંબરે ચાર માસ પૂરા થાય. પણ આમાં ગ્રેઇસના ત્રણ દિવસ ખાસ ઉમેરવા રીવાજ છે માટે ૮ મી નવેંબરે તે નાણાં મળે તેને બદલે ૨૭ મી ઓગષ્ટે લેવા છે માટે ત્યાંથી ૮ મી નવેંબર સુધીની મુદત કાપી આપવી જોઇએ તેથી તેના ૭૩ દિવસ થાય. આ દાખલામાં તારીખ આપી છે તેથી તેનું વર્ષ ૩૬૫ દિવસનું ગણવું. માટે

૩૬૫ : ૭૩ :: ૫ ટકા = ૧; ૧૦૦+૧ = ૧૦૧;

૧૦૧ : ૩૦૩ :: ૧૦૦ મુદલ = ૩૦૦ મુદલ.

સુચના—જો તિથિ કહી હોય તો તેમાં ગ્રેઇસના ત્રણ દિવસ ન ઉમેરવા ને તેનું વર્ષ ૩૬૦ દિવસનું ગણવું.

## નફો ટોટો

કોઇપણ વેપારમાં અમુક રૂપીઆ રોકયા હોય પછી અમુક મુદતે મેળ કાઢતાં જો મુળ રોકેલી રકમ કરતાં રૂપિઆ વધારે જણાય તો જેટલો વધારો જણાય તેટલો મુળ રકમ ઉપર નફો ગણાય છે ને તોટો જણાય તેટલો મુળ રકમ ઉપર ટોટો ગણાય છે.

દા. ૧ લો.

,એક વેપારીએ ૧૩॥ રૂ. એ મણના ભાવનું ૨૦ મણ લીધું અને ૧૬ રૂ એ મણ પ્રમાણે તે બધું વેચી નાખ્યું તેને કુલ કેટલો નફો થયો અને સેંકડે કેટલો થયો !

૧૩॥×૨૦=૨૭૦ રૂા. મુડી રોકેલી.

૧૬×૨૦=૩૨૦ રૂા. ઉપજ્યા.

માટે ૩૨૦—૨૭૦=૫૦ રૂા. નફો કુલ રહ્યો.

૨૭૦ : ૧૦૦ ૫૦=૧૮$\frac{14}{27}$ રૂા. સેંકડે નફો.

દા. ૨ જો.

૧૨૦ રૂા. નો ઘોડો કેટલા માટે વેચીએ તો સેંકડે ૧૫ રૂા. નફો મળે.

રીતઃ—સેંકડે ૧૫ ટકા નફો મેળવવા ૧૦૦ રૂ. નો માલ ૧૧૫ રૂ. વેચવો.

૧૦૦ : ૧૨૦ :: ૧૧૫=૧૩૮ રૂ. વેચવો.

દા. ૩ જો.

૧૧ રૂા. એ પાઘડી વેચીતો સેંકડે ૪॥ રૂ. નફો થયો ત્યારે તેની મુડી ઉપર શો નફો થયો હશે ?

રીતઃ—૧૧ રૂા. માં મુડી તથા નફો રહેલો છે તે જુદો પાડવા.

માટે ૧૦૪॥: ૧૧:: ૧૦૦ મુડો=૧૦$\frac{110}{209}$ રૂા. મુડી તે

૧૧—૧૦$\frac{110}{209}$=$\frac{99}{209}$ મુડી ઉપર નફો રહ્યો.

દા. ૪ થો.

એક વેપારીએ ૧ રૂા. ની ૧૧ મણ લેખે બાજરી વેચી તો તેને સેંકડે ૧૦ ટકા ખોટ ગઈ તો તેણે શા ભાવની લીધેલી હશે.

રીતઃ—૧૦૦—૧૦=૯૦ સોના નેવું ઉપજ્યા.

૯૦ ઉપજે તો ૧ : ઉપજે તો : : ૧૦૦ મુળ=$\frac{૧૦૦}{૯૦}$=૧$\frac{૧}{૯}$ મુળ કીમત માટે $\frac{૧૦}{૯}$ રૂ. ની ૧ રૂ. ૧। મણ બાજરી $\frac{૫}{૪}$×$\frac{૯}{૧૦}$=$\frac{૯}{૮}$ મણ ૧ મણ ને ૫ શેર.

દા. ૫ મો

એક જણુ ૪ પૈસાનાં ૩ લેખે કેટલાંક અંજીર લઇને ૩ પૈસા ના ૨ લેખે વેચે છે તેથી તેને ૧૨ પૈસા નફો મળે છે તો તેણે કેટલાં અંજીર લીધેલાં ?

૪ પૈસાનાં ૩ લીધાં ને ૩ પૈસાનાં ૨ લેખે વેચતાં ૪॥ પૈસાનાં ૩ વેચ્યાં તેથી ૩ અંજીરે ૦॥ પૈસો નફાનો રહ્યો.

૦॥ પૈસા નફો મેળવવા ૧૨ પૈ. : : ૩ હાડમ=૭૨ હાડમ.

દા. ૬ ઠો

એક વેપારીએ રૂા. ૧ નું ૨॥। શેર લેખે ઘી લીધું અને પછી તપાવી છાશ કાઢીને રૂા. ૧ નુ ૨॥ શેર લેખે વેચ્યું તો તેને સેંકડે ૫ ટકા ખોટ ગઇ તો ઘીમાં છાશ કેટલી હશે ?

૨॥ શેર લેખે વેચતાં સેંકડે ૫ ટકા ખોટ ગઇ તેથી ૧૦૦−૫=૯૫ રૂ. ઉ. રૂ. ઉ. મુ.

૯૫ : ૧ : : ૧૦૦=$\frac{૨૦}{૧૯}$ રૂ મુળ કીંમત.

રૂ. રૂા, શેર ઘી.

$\frac{૨૦}{૧૯}$ : ૧ :: ૨॥ $\frac{૫}{૨}$×$\frac{૧૯}{૨૦}$=$\frac{૧૯}{૮}$ શેર ઘી ચોકખું.

$\frac{૧૧}{૪}$−$\frac{૧૯}{૮}$=$\frac{૨૨}{૮}$−$\frac{૧૯}{૮}$=$\frac{૩}{૮}$ શેર છાશ=૩ અધોળ.

દા. ૭ મો

ક એ અમુક રૂપીઆ ખર્ચી એક ઘર બાંધ્યું અને તે ૧૦ ટકા નફો લઇ ખ ને વેચી નાખ્યું. ખ એ તે ઘર રૂા. ૨૬૪૦ થી ગ ને વેચાણુ આપ્યું. અને તેથી ખ ને ૨૦ ટકા જેટલો નફો મળ્યો ત્યારે ક ને ઘર બાંધતાં શું ખર્ચ થએલું હશે.

રીતઃ—૨૬૪૦ માં સેંકડે ૨૦ ટકા નફો છે તેથી
૧૨૦ : ૨૬૪૦ :: ૧૦૦=૨૨૦૦ રૂ જ એ ખર્ચેલ મુળ રકમ.
૨૨૦૦ માં જ ને સેંકડે ૧૦ ટકા જેટલો નફો છે માટે
૧૧૦ : ૨૨૦૦ : : ૧૦૦=૨૦૦૦ રૂ જ એ બંધાવેલ ઘરની મુળ કીંમત.

દા. ૮ મો.

અનાજનો એક ઢગલો ૨ રૂા. એ મણ લેખે વેચવાથી ૪ રૂ. ખોટ જાય છે પણ રૂા. ૨—૩એ મણ વેચવાથી રૂા. ૮ નફો રહે છે તો તે ઢગલામાં કેટલા મણ અનાજ હશે ?

રીત—રૂ એ ૨—૩ એ મણ વેચવાથી ૪ રૂ ની ખોટ પૂરાતાં રૂા. ૮ નફો રહે છે માટે પ્રથમ કરતાં પછીની ઉપજેલ રકમમાં રૂા. (૮+૪) ૧૨ વધારે હોવા જોઇએ રૂા. ૨—૩માંથી રૂા. ૨—૦ બાદ જતાં બાકી ૩ ત્રણ આના વધ્યા માટે.

$\frac{૩}{૧૬}$ રૂા. ૧૨ રૂા. : : ૧ મણ=૬૪ મણનો ઢગ

દા. ૮ મો.

એક વેપારી ૫૦ રૂપીઆની ૪૨ છત્રીઓ ખરીદી ને એવી રીતે વેચે છે કે તેને ૨ છત્રીની વેચાણ કીમત જેટલો નફો થાય તો તેણે દરેક છત્રી શા દરે વેચેલી !

૪૨ છત્રીની બેઠેલી કીમત ૪૦ છત્રીઓ વેચવાથી ઉપજાવવી છે માટે ૪૦ : ૧ : : ૫૦ રૂ. રૂ. = ૧। રૂા.

દા. ૯ મો.

એક વેપારી પાસે ૫૦ મણ ઘઉં હતા. તેમાંથી તેણે ૨૦ મણ ઘઉં સેંકડે આઠ ટકા લઇને વેચ્યા. અને ૩૦ મણ ઘઉં સેંકડે ૧૨ ટકા નફો લઇ વેચ્યા હોતતો ૮ આના ઓછા ઉપજત ત્યારે મણ ઘઉંની મુળ કીમત શું !

રીતઃ—ધારો કે રૂા. ૧ પ્રમાણે મણ ધરૂં છે. તો.

૧૦૦ : ૨૦ : : ૧૦૮ = $\frac{૧૦૮}{૫}$ રૂા. ઉપજ્યા.

૧૦૦ : ૩૦ : : ૧૧૨ = $\frac{૧૬૮}{૫}$ રૂા. ત્રીશ મણના ઉપજ્યા.

$\frac{૧૦૮}{૫} + \frac{૧૬૮}{૫} = \frac{૨૭૬}{૫}$ રૂા. ૫૦ મણના જુદા જુદા વેપારથી ઉપજ્યા હવે ભેગા વેચ્યા હોતતો.

૧૦૦ : ૫૦ : : ૧૧૦ = ૫૫ રૂા. ઉપજત

$\frac{૨૭૬}{૫}$ = ૫૫$\frac{૧}{૫}$ રૂા. જુદા વેચવાથી ઉપજ્યા ૫૫ ભેગા વેચતા = $\frac{૧}{૫}$ રૂા. ઓછા ઉપજ્યા.

$\frac{૧}{૫}$ રૂા. : $\frac{૧}{૬}$ : : ૧ રૂ. મણ

દા. ૧૦ મો.

૧૪૪ રૂપીએ ૯ પાઘડીઓ વેચવાથી ૩ પાઘડીની ખરીદ કીંમત જેટલો નફો થયો હોય તો દરેક પાઘડીની મુળ કીમત શું?

૯+૩=૧૨ પાઘડીની મૂળ કીમત ૧૪૪ રૂા. ગણાય.

૧૨ : ૧ : : ૧૪૪ = ૧૨ રૂ દરેક પાઘડીની મુળ.

## પંત્યાળો.

નફો નુકશાન વહેંચી લેવાનો કરાર કરી ઘણા ભાગીદારો કંઇ વેપાર અથવા ધંધો કરે તેને પંત્યાળો કહે છે.

પંત્યાળા બે જાતના છે (૧) એકવડો (૨) બેવડો પંત્યાળો.

એકવડો પ્રત્યાળો—બધા ભાગીદારોની મુડી વેપારમાં સરખી મુદત રોકાણી હોય તે.

બેવડો પ્રત્યાળો—જુદા જુદા ભાગીદારોની મુડી વેપારમાં જુદી જુદી મુદત રોકાણી હોયતે.

દા. ૧ લો.

અ એ ૧૩૦૦ રૂા. અને બ એ ૧૭૦૦ રૂા. કાઢી પંત્યાળો વેપાર કર્યો તેમાં રૂ. ૨૪૦ નફો થયો તો દરેક જણને ભાગ કેટલો નફો આવશે.

રીત—૧૩૦૦+૧૭૦૦=૩૦૦૦ રૂ. ની મુડી થઈ

૩૦૦૦: ૧૩૦૦:: ૨૪૦=૧૦૪ રૂ, અને નફો ને બાકી (૨૪૦–૧૦૪)=૧૩૬ બને નફો.

દા. ૨ જો.

એક પંત્યાળા વેપારમાં અના ૫૦૦ રૂા. ૪ માસ રહ્યા અને બના ૭૦૦ રૂા ૩ માસ રહ્યા હવે તે વેપારમાં ૨૦૫ રૂ. નફો મળ્યો તો દરેકને ભાગ શું આવશે.

અ ૫૦૦×૪=૨૦૦૦ }
બ ૭૦૦×૩=૨૧૦૦ } ૪૧૦૦ ની મુડી ઉપર નફો નુકસાન ગણવો.

૪૧૦૦ : ૨૦૦૦ : : ૨૦૫=૧૦૦=૧૩૫ રૂા. અ ને નફો

૨૦૫——૧૦૦ = ૧૦૫ રૂા. બ ને નફો.

દા. ૩ જો.

૬૨૪ રૂા. ૨૪ પુરૂષ, ૩૬ સ્ત્રીઓ અને ૭૨ છોકરા વચ્ચે એવી રીતે વહેંચી આપો કે ૩ પુરૂષ જેટલું ૪ સ્ત્રીઓને મળે ને ૧ સ્ત્રી જેટલું ૨ છોકરાંને મળે !

૩ પુરૂષ : ૨૪ પુરૂષ :: ૪ સ્ત્રી = ૩૨ સ્ત્રીઓ

૨ છોકરાં = ૧ સ્ત્રી તો ૭૨ છોકરાં = ૩૬ સ્ત્રીઓ

માટે ૨૪ પુરૂષ = ૩૧ સ્ત્રીઓ + ૩૬ સ્ત્રીઓ + (૭૨ છોકરાં) ૩૬ સ્ત્રીઓ = ૧૦૪ સ્ત્રી વચ્ચે ૬૨૪

૧૦૪ : ૩૨ :: ૬૧૪ = ૧૯૨ રૂા. ૨૪ પુરૂષને.

૧૦૪ : ૩૬ :: ૬૨૪ = ૨૧૬ રૂા. ૩૬ સ્ત્રીઓને

૧૦૪ : ૩૬ :: ૬૨૪ = ૨૧૬ રૂા. ૭૨ છોકરાંને

તેથી પુરૂષ દીઠ રૂા. ૮, સ્ત્રી દીઠ રૂા ૬ ને છોકરાં દીઠ રૂા. ૩ આપવા.

અ, બ, ક, ડ, એ ચાર જાત્રાએ નીકળ્યા, એવો ઠરાર ક-રીને કે કુલ ખર્ચ થાય તેમાં અ એ બ થી બમણું ને તે ઉપરાંત રૂા. ૧૦ વધારે આપવા, બ એ ક થી ત્રણુ ગણું ને તે ઉપરાંત રૂા. ૧૬ વધારે આપવા. ને ક એ ડ થી ચારગણું ને તે ઉપરાંત રૂા. ૪ આપવા હવે તે મુસાફરીમાં કુલ ખર્ચ રૂા. ૧૧૬૪ થયું તો હરેકને ભાગ શું આવશે.

ધારો કે

ડ નો ૧

ક ના ૪+૪ = ૪

બ ના ૧૨+૧૨+૧૨+૧૬ = ૨૮

અ ના ૨૪+૨૪+૭૨+૧૦ = ૬૬

૪૧ ૫૮

૧૧૬૪–૫૮ વધારાના=૧૦૬૬ ના ભાગ પાડી વેંચવા

૪૧ : ૧૦૬૬ : : ૧ ડ = ૨૬ ડ ને

૪૧ : ૧૦૬૬ : : ૪ ક=૧૦૪ ક+૪=૧૦૮ ક

૪૧ : ૧૦૬૬ : :૧૨ બ=૩૧૨+૨૮=૩૪૦ બ

૪૧ : ૧૦૬૬ : :૨૪ અ=૬૨૪+૬૬=૬૫૦

---

## વર્ગ મુળ.

વર્ગ મુળ એટલે કઇ સંખ્યાનો બીજો ઘાત કરવાથી તે સંખ્યા આવે.

પુર્ણાંક સંખ્યાનું મુળ કાહવા વિષે. પ્રથમ પુર્ણાંક સંખ્યામાં એકમ, શતક. દશ હજાર દશ લાખ એમ આંકડા ઉપર ચિન્હ કરવાં તેથી વર્ગ મુળમાં કેટલા આંકડા આવશે તે જણાય છે. ને પછી નીચેની રીત પ્રમાણે વર્ગ મુળ કાઢવું.

દા. ૧ લો. ૭૪૬૮૪૧૬૪ નું વર્ગ મુળ કાઢો.

| | |
|---|---|
| ૮ | ૭૪૬૮૪૧૬૪ ( ૮૬૪૨ |
| ૮ | ૬૪ |
| ૧૬૬ | ૧૦૬૮ |
| +૬ | ૯૯૬ |
| ૧૭૨૪ | ૦૦૭૨૪૧ |
| +૪ | ૬૮૯૬ |
| ૧૭૨૮૨ | ૩૪૫૬૪ |
| ૨ | ૩૪૫૬૪ |
| ૧૭૨૮૪ | ૦૦૦૦૦ |

દા. ૨ જો. ૮૩૩૫૬૯ એનું વર્ગ મુળ કાઢો.

| | |
|---|---|
| ૯ | ૮૩૩૫૬૯ ( ૯૧૩ |
| ૯ | ૮૧ |
| ૧૮૧ | ૨૩૫ |
| ૧ | ૧૮૧ |
| ૧૮૨૩ | ૦૫૪૬૯ |
| ૩ | ૫૪૬૯ |
| ૧૮૨૬ | ૦૦૦૦ |

# જાહેર ખબર.

અમારે ત્યાંથી નવા ધોરણને અનુસરીને તમામ વિષયો સાથે તૈયાર કરેલી પહેલેથી સાત ધોરણ સુધીની નોટો, નવીન પદ્ધતિ મુજબ તૈયાર કરવામાં આવેલો લાલશંકર કૃત મોટા ગણિતનો તથા ગૅ મલે કૃત ગણિતનો ખુલાસો, કિંડરગાર્ડનની નવીન પદ્ધતિ સાથે । દશાંશહિસાબ ભા. ૧ લો, રૂપગણિત, સચિત્ર પ્રથા કોરી નવી ડ્રોઇંગ બુકો, નવા ધોરણ મુજબ શિક્ષણને લગતાં કિંડરગાર્ટનનાં સાહિત્યો વગેરે તથા ગુજરાતી અને ઇંગ્રેજી સ્કુલોમાં ચાલતાં, અને તમામ લાયબ્રેરીનાં તમામ પુસ્તકો ઇંગ્લીશ ને ગુજરાતી ડીક્ષનરીઓ, પાઠમાળા તથા જ્યૉગરાફીની ગાઇડો નાની મોટી સુંદર નવા. વરધર્ન ફેન્સી ડાયરીઓ, અને રબર પેન્સિલ વગેરેની સ્ટેશનરી સામાન, દર વરસે છાપવામાં આવતા નવા રોજમેળ અને અધીઆં વિગેરે કીફાયત ભાવે મળશે વેપારીઓ તથા માસ્તરોને સારૂં કમીશન આપવામાં આવશે.

લખો યા મળો

**એસ બી. શાહની કંપની**

પાનકોરને નાકે—અમદાવાદ.

અને

**બુકસેલર જેચંદ તલકશી—વઢવાણ શહેર.**